મુંબઈ ઈલાકાના મેહેરબાન ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન

સાહેબે મન્જુર કરેલી

# સિંધપ્રાંતની ભુગોળ.

કર્તા

હેમનદાસ સુખરામદાસ લોડા,

સેટ હેડમાસ્ટર (રીટાયર્ડ)

હેમનદાસ એસ લોડા. મ્યુનીસીપાલ-ગુજરાતી સ્કુલ કરાંચી.

ચાન્ડ-હ્યુમ-એ' કોડ ૧૯૦૨ ના નવા ધોરણ પ્રમાણે

સુધારા અને ફેરફાર સાથે

**૭મી આવૃત્તિ—૨૦૦૦ પ્રત.**

છપાવી પ્રસિદ્ધ કરનાર ચેલારામ એચ. લોડા



ધી "નેશનલ" પ્રેસ—કરાંચી.

સન ૧૯૨



કિંમત ૮ આના

Senctioned by the Director of Public Instruction Bombay.

# GEOGRAPHY OF SIND

## IN GUJARATI

BY


**HEMANDAS SUKHRAMDAS LODA.**

LATE HEAD MASTER. (*Retired*)

HEMANDAS S. LODA MUNICIPAL

Gujarati School Karachi.


REVISED AND ENLARGED TO MEET THE REQUIREMENTS OF GRANT-IN AID CODE 1901


PUBLISHED BY CHELLARAM H. LODA

Seven Edition —2,000 Copies.





KARACHI.

THE NATIONAL PRESS.

1924




**Price 8 Annas.**

મુંબઈ ઈલાકાનાં મેહેરબાન ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન,

સાહેબે મંજુર કરેલી.

# સિંધપ્રાંતની ભૂગોળ.

કર્તા


## હેમનદાસ સુખરામદાસ લોડા,

લેટ હેડમાસ્ટર. (રીટાયર્ડ)

હેમનદાસ એસ. લોડા, મ્યુનીસીપાલ-ગુજરાતી સ્કુલ કરાચી.


---

આન્ડ-ઇન-એડ કોડ ૧૯૦૧ નાં નવાં ધોરણ પ્રમાણે

સુધારા અને ફેરફાર સાથે.

**૭મી આવૃતિ—૨,૦૦૦ પ્રત.**


છપાવી પ્રસિદ્ધ કરનાર ચેલારામ એચ. લોડા







**ધી "નેશનલ" પ્રેસ—કરાંચી.**





**સન ૧૯૧૪**






કિંમત ૮ આના

# પ્રસ્તાવના.

——:૦:——

આજ પર્યંત સિંધ પ્રાંતની જુદી ભુગોળ ગુજરાતી ભાષામાં ન હોવાથી આ પ્રાંતની ગુજરાતી નીશાળોમાં હોપકૃત ભુગોળનાં મૂળતત્વ ભાગ ૧ લામાંથી એ વિષય શીખવવામાં આવતો. પરંતુ એ પુસ્તકમાં તેનું સવિસ્તર વર્ણન ન હોવાથી શિક્ષકોને ઘણી અડચણો પડતી. બાળ કેળવણીના સતત વદ્ધિ પામતા સુધારાના સમયમાં આ ખામી દુર કરવાના આશયથી મેં આ લઘુ પુસ્તક તઈયાર કરી અત્રેના મેં. એજયુકેશનલ ઈન્સપેકર સાહેબ મારફત મે. ડિરેકટર ઓફ પબ્લિક ઇનસત્રકશન સાહેબ તરફ મોકલાવ્યું એ તેઓ સાહેબે ટેકસ બુક તરીકે મંજુર કર્યું. એ હુકમ અત્રેના મે. એ. ઇ. સાહેબ તરફથી મળતાં બનતી ત્વરાથી આ પુસ્તક બહાર પાડયું છે.

હેમનદાસ સુખરામદાસ લોડા,

હેડમાસ્તર ગુજરાતી સ્કુલ નં, ૧ કરાચી,

કરાંચી તારીખ મે ૧૯૦૧.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃતિ બહાર પાડતી વખતે ગ્રાન્ટ–ઇન–એડ કોડ ૧૯૦૧ મુજબ ધોરણ બદલાઈ ગયેલાં હોવાથી તેમજ સિંધના જીલ્લાઓમાં પણ ફેરફાર થઇ ગયેલો હોવાને લીધે નવાં ધોરણોની અગત્યતા મુજબ ફેરફાર કરી શિક્ષકો અને વિદ્યાર્થીઓને પડતી અગવડ દુર કરવાને અત્રે પ્રયાસ લીધો છે. લખાણ બહુ વધી ન પડે માટે કરાંચી જિલ્લાં સિવાયના બીજા જિલ્લાના તાલુકાઓના તપાના નામ આપ્યાં નથી. તો પણ ઘણી ખરી ગુજરાતી નીશાળો કરાંચી જીલ્લામાંજ હોવાથી એ જિલ્લાનાં પ્રત્યેક તાલુંકાના તપાના નામ તો તે સ્થળે આપ્યાં છે કે જેથી બીજા ધોરણને તાલુકાની ભુગોળ શીખતી વખતે પડતી અગવડ દુર થાય.

કરાંચી,
ગુજરાતી સ્કુલ ન૦ ૨
તા૦ ૧૮ મી અકટોબરે
૧૯૦૩.

હેમનદાસ સુખરામદાસ લોઝા
હેડમાસ્તર.

# આ ભુગોળમાં વાપરેલા અગ્રેજી શબ્દોની સમજુતી.

---

**કમીશનર**—સિંધ પ્રાંતનો મુખ્ય અમલદાર.

**કલેકટર** કે **ડિસ્ટ્રિકટ માજિસ્ટ્રેટ**—જિલ્લાનો મુખ્ય અમલદાર

**આસિસ્ટન કલેકટર** કે **ડેપ્યુટી કલેકટર**—જિલ્લાના પેટા ભાગનો મુખ્ય અમલદાર.

**હજુર ડેપ્યુટી કલેકટર**—જિલ્લાનો ખજાનાનો મુખ્ય અમલદાર.

**રેવન્યુ સરવે ઓફીસર**—માપણી ખાતાનો અમલદાર.

**પોલિટીકલ એજંટ**—રાજા રજવાડામાંથી ખંડણી વસુલ કરનારો અમલદાર.

**રેવન્યુ**—જમાબંધી અથવા વસુલાત.

**પોલીસ**—ગામ સંભાળવા માટે રાખેલી ફોજ,

**પોલીસ સુપ્રિન્ટેન્ડેટ**—જિલ્લાની પોલીસનો મુખ્ય અમલદાર.

**પોલીસ ઇન્સ્પેકટર**—ફોજદાર કે મોટા શહેર કે તાલુકાની પોલીસનો ઉપરી

**જુડીશલ કમીશનર**—સિંધના ન્યાય ખાતાનો વડો ઉપરી અમલદાર.

**ડિસ્ત્રકટ જડજ**—જિલ્લાનો મુખ્ય ન્યાયાધીશ.

**આસિસ્ટન્ટ જડજ**—જડજને મદદ કરનારો અમલદાર.

**માજીસ્ટ્રેટ**—ફોજદારી નાના ગુન્હા કરનારાઓનો ન્યાય કરનાર અમલદાર.

**સબોર્ડિનેટ જડજ**—જિલ્લાના પેટા વિભાગમાં દિવાની દાવાના ફેસલા કરનાર ન્યાયાધિસ જેના ફેસલા ઉપર જિલ્લા જડજ પાસે અપીલ થાય છે તે.

**સ્મોલકોઝ કોર્ટ**—મોટા શહેરોમાં દિવાની નાની રકમોના કજીઆના ફેંસલાઓની અદાલત ત્યાંના જડ જેના ફેંસલા ઉપર અપીલ થતી નથી.

સબડિવિઝન—જિલ્લાનો પેટાભાગ.

ઇંજિનીયર—રસ્તા, તળાવ, નહેરો, ધર્મશાળા વગેરે સરકારી બાંધકામનો ઉપરી અમલદાર.

સિવિલ સરજન—જિલ્લાનો મુખ્ય ડાકટર.

આસિસ્ટન્ટ સરજન—સિવિલ સરજનને મદદ કરનાર ડાકટર.

હોસ્પિટલ આસિસ્ટન્ટ—વૈદક શાળામાંથી વૈદક જ્ઞાન મેળવી પાસ થયેલ ડાકટર જે સિવિલ સરજનતથા આસિસ્ટન્ટ સરજનને મદદકરે છે તે. અને સબઆસીસ્ટન્ટ સરજન પણ કહેવાય છે.

હોસ્પિટલ—દવાખાનું.

મ્યુનિસિપાલિટી—શહેર સુધરાઇ ખાતું.

લોકલ ફંડ—જમીનના વેરા ઉપર દર સેંકડે (૫) ટકા કે દર રૂપિએ એક આનો લેવામાં આવે છે તે રકમ.

લોકલ બોર્ડ—લોકલ ફંડની વ્યવસ્થા કરનારી મંડળી.

એજ્યુકેશનલ ઇન્સપેકટર—પ્રાંતના કેળવણી ખાતાનો મુખ્ય અમલદાર.

મેલ ટ્રેનિંગ કોલેજ—પુરૂષ શિક્ષક શાળા.

ફિમેલ ટ્રેનીગ કોલેજ—સ્ત્રી શિક્ષક શાળા.

એગ્રીકલચર સ્કુલ—ખેતીવાડી સંબંધી જ્ઞાન આપનારી શાળ

ઇંજિનીયરીંગ સ્કુલ—રસ્તા બંધાવવા, નહેરો વગેરેના બાંધકામ સંબંધી જ્ઞાન આપનારી શાળા.

ટ્રાફિક સુપરિન્ટેન્ડેન્ટ—રેલ્વેના વેપારનો ઉપરી અમલદાર.

જંકશન—જ્યાં બે અથવા વધારે રેલ્વે ગાડીઓ આવીને મળે છે. તે જગા.

રીફ્રેશમેન્ટ રૂમ—આરામએશ અને નાસ્તાપાણીની જગાં.

કેન્ટોન્મેન્ટ—છાવણી

વર્કશોપ—ગાડીઓ વગેરે બાંધવાનું ઠેકાણું.

કટલરી—છરી કાંટા વગેરે સામાન.

# સિંધપ્રાંતની ભુગોળ.

## ભુગોળ વિદ્યા.

પૃથ્વીના પૃષ્ટઉપરની રચનાનાં વર્ણનને
ભૂગોળ વિદ્યા કહે છે.

### પૃથ્વીનો આકાર વગેરે.

પૃથ્વી ગોળાકાર છે; તેનાં પ્રમાણઃ—

૧ જે લોકો વહાણુમાં બેસી પૃથ્વી પ્રદક્ષિણા કરે છે, તેઓ જે જગાએથી જે દિશાએ નીકળ્યા હોય તેજ દિશા કાયમ રાખ્યાથી તેજ જગાએ ફરી આવે છે.

૨ જ્યારે સપાટ જણાતા સમુદ્ર ઉપર કોઈ વહાણ બંદરમાંથી હંકારે છે ત્યારે તેના સઢ, કૂવા વગેરે ભાગો એક પછી એક એમ અનુક્રમે દેખાતા બંધ થાય છે.

૩ ચંદ્રગ્રહણ થાય છે. ત્યારે ચંદ્ર ઉપર પૃથ્વીની છાયા પડે છે, તે ગોળ હોય છે.

૪ પૂર્વ ભણીના દેશો કરતાં પશ્ચિમ ભણીના દેશોમાં સુરજ મોડો* ઊગે છે.

પૃથ્વીની સપાટી ઉપર પાણી અને કોરી જમીન બે છે તેના ૪ ભાગ કરીએ તો લગ ભગ ૩ ભાગ પાણી છે. અને બાકીની કોરી જમીન છે.

---

*મદ્રાસમાં સુરજ ઉગે છે તે કરતાં કરાંચીમાં પર ક્ષિતિજ મોડો ઉગે છે એટલે લગભગ ૧ કલાક મોડો ઉગે છે.

## દિશાઓ

જે દીશામાં સુરજ ઊગે છે તેને પુર્વ દિશા કહે છે. તેની સામે જ્યાં આથમે છે તેને **પશ્ચિમ દીશા** કહે છે. આપણે જો પુર્વ દિશા તરફ મોઢું કરી ઉભા રહીએ તો આપણા જમણા હાથવાળી બાજુ તે **દક્ષિણ દિશા** અને ડાબા હાથવાળી બાજુ ઉત્તર દિશા થશે. *

**કોણ એટલે ખુણા**—ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખુણો તે **ઇશાન કોણ**, પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેનો **અગ્નિ કોણ**, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો **નૈરૂત્ય-કોણ** અને પશ્ચિમ તથા ઉત્તરની વચ્ચેનો **વાયવ્ય કોણ** કહેવાય છે.

## નકશા અને તેની દિશાઓ.

પૃથ્વીની કે તેના કોઇ પણ ભાગની ચીત્રેલી નકલી સુરત કાગળ કે કપડાં વગેરે પર દેખાય તેને **નકશો** કહે છે.

નકશા એવી રીતે કાઢેલા હોય છે કે તેની ઉપરની બાજુ **ઉત્તર** અને નીચેની બાજુ **દક્ષિણ દિશા** થાય, તથા નકશાની સામે ઊભા રહેતા જમણા હાથ તરફની બાજુ **પૂર્વ** અને ડાબા હાથ તરફની બાજુ **પશ્ચિમ-દિશા** થાય.

---

*દિશા પારખવાની ઉપર મુજબની સમજ તા. ૨૧ મી માર્ચ અને ૨૩ સપ્ટેમ્બરને દિવસે બરાબર છે; પણ ડિસેમ્બર મહિનામાં જે જગાએ સુર્ય ઉગે છે તે બરાબર પુર્વદિશામા નથી. માટે રાત્રે ઉત્તરધ્રુવના તારા તરફ મુખ રાખી જે દિશા તરફ આપણે જોઇએ તે ઉતર દિશા પીઠ પાછળની દિશા તે દક્ષિણ, જમણા હાથ તરફની પુર્વ, અને ડાબા હાથ તરફની પશ્ચિમ.

# સિંધ પ્રાંત

—:૦:—

## સામાન્ય વર્ણન.

હીંદી દ્વીપકલ્પની પશ્ચિમ બાજુએ મુંબઇ ઇલાકાનો સાંકડો મુલક છે. તેનો સિંધ એક ઉતર તરફનો ફળદ્રુપ ભાગ છે; તે ઈ. સ. ૧૮૪૩ માં અંગ્રેજ સરકારે સિંધના અમીરો પાસેથી જીતી લીધો છે. સિંધદેશ સિંધુ નદીના બન્ને કાંઠાપર આવેલ છે આથી તેનું નામ સિંધ પાડયું છે.

## સીમા.

**ઉત્તરે**—બલુચિસ્તાન, કલાત, પંજાબ અને ભાવલપુરનો કાંઇ ભાગ છે. **પુર્વે**-ભાવલપુર, જેસલમીર અને જોધપુર. **દક્ષિણે**-કચ્છનું રણ અને આરબી સમુદ્ર **પશ્ચિમે** બલુચિસ્તાન અને હાલા પર્વત છે.

## વિસ્તાર વગેરે.

ઉત્તરમાં કશ્મોરથી દક્ષીણમાં કોહરીક્રીક સુધી એ પ્રાંતની લંબાઇ ૩૪૦ માઈલ છે; અને પશ્ચિમે રાસકુમારાથી પુર્વમાં રાવતસર સુધી પહોળાઇ ૨૬૦ માઈલની છે. **વસ્તી*** ૩૨૭૮૪૯૩ માણસની છે.

આ પ્રાંતનુ ક્ષેત્રફળ સુમારે ૫૭૦૦૦ ચોરસમાઇલ છે; તેમાંથી સુમારે ૬૦૫૦ ચોરસ માઇલ ખેરપુરના દેશી રાજ્યનું અને બાકીનું સુમારે ૫૦૯૫૦ ચોરસમાઈલ અંગ્રેજી રાજ્યનું છે.

* આ અને હવે પછીના વસ્તીના આંકડાઓ ઇ. સ. ૧૯૨૧ ના વસ્તી પત્રક મુજબ નોંધેલા છે

એનો $\frac{3}{4}$ ભાગ મુસલમાનો અને બાકીના – ભાગમા હિંદુ પારશી, યુરોપ્યન ખ્રિસ્તી અને યાહુદી વગેરે છે.

આ પ્રાંતની આબો હવા સારી છે. ઉતર ભાગમ ગરમી અને ઠંડી ઘણી પડે છે. મધ્ય ભાગમાં ગરમ તથા ઠંડી ઉત્તર ભાગ કરતાં ઓછી અને દક્ષિણના ભાગથી વધારે છે. પણ દક્ષિણ ભાગમાં ઘણું કરીને ગરમી અને ઠંડી બન્ને સાધારણ છે.

આ પ્રાંતની ભાષા સિંધી છે પણ ઉત્તર તરફ કોઇ કોઇ ઠેકાણે બલુચિ પણ બોલાય છે.

આ પ્રાંતમાં મુસલમાનોની વસ્તી ઘણી છે. તેઓ સુની ધર્મના છે. બાકીના હિંદુઓ વઈશ્નવ, જૈન, શઈવ, રામાનુજ, નાનકપંથી, શકિતપંથો, અને દરયાપથી છે; વળી મોટ શહેરોમાં પારશીઓ, ખ્રીસ્તીઓ, વગેરે જાતો પણ રહે છે.

## સિંધ પ્રાંતના ભાગો અને તેના અમલદારો.

**પ્રાંત**—ઇલાકાના મોટા ભાગને **પ્રાંત** કહે છે; આ પ્રાંતના મુખ્ય અમલદારને **કમિશનર** કહે છે.

પ્રાતમાંના અંગ્રેજી ખાલસા મુલકના ભાગોને **જિલ્લા** કહે છે; જિલ્લાના મુખ્ય અમલદારેને **કલેકટર** કે **ડિસ્ટ્રિકટ માજિસ્ટ્રેટ** કહે છે.

જિલ્લાના વિભાગને **સબડિવિઝન** કહે છે; સબડિવિઝ જે અમલદારના તાબામાં રહે તે અમલદારને **આસિસ્ટન્ટ કલેકટર** કે **ડેપ્યુટિ કલેકટર** કહે છે.

સબડિવિઝનના પેટા વિભાગને **તાલુકો** કહે છે; તાલુકાન મુખ્ય અમલદારને **મુખત્યારકાર** એટલે **મામલતદાર** કહે છે.

પ્રાંતમાંનો જે મુલક દેશી રજવાડાની સત્તા હેઠળ હોય તેને **સંસ્થાન** કહે છે, સંસ્થાનની ખંડણી વસુલ કરનાર તથા સરકારી રાજ્યકારભાર સંબંધી લખાણ ચલાવનાર અધિકારીને **પોલિટીકલ એજંટ** કહે છે.

## સિંધ પ્રાંતના મુખ્ય ૮ ભાગ કરેલા છે તેઓનાં નામ

| | |
|---|---|
| ૧. **કરાંચી** જિલ્લો. | ૫. **સખ્ખર** જિલ્લો. |
| ૨. **હૈદ્રાબાદ** જિલ્લો. | ૬. **થરપારકર** જિલ્લો. |
| ૩. **નવાબશાહ** જિલ્લો. | ૭. **ઉતર સરહદ** જિલ્લો. |
| ૪. **લાડકાણા** જિલ્લો. | ૮. **ખેરપુર** સંસ્થાન. |

ઉતરથી શરૂ કરતાં આ ભાગો નીચે દર્શાવેલી રીતે સમાયલા છે.

**ઉતરે**-ઉતર સરહદ જિલ્લો એની **દક્ષિણે**-લાડકાણા અને સખ્ખર જિલ્લા, લાડકાણા જિલ્લાની **દક્ષિણે**-કરાચી જિલ્લો. કરાચી જિલ્લાની **પુર્વે** હૈદ્રાબાદ જિલ્લો, અને હૈદ્રાબાદ જિલ્લાની **ઉતરે**-નવાબશાહ જિલ્લો તથ હૈદ્રાબાદ જિલ્લાની **પુર્વમાં**-થરપારકર જિલ્લો છે અને **થરપારકરની ઉત્તરે**-ખેરપુર સંસ્થાન આવેલું છે.

## પર્વતો.

ઘણા ઊંચા અને લાંબાં ગએલા ટેકરાઓને **પર્વત** કહે છે, થોડા ઉંચાને **ટેકરીઓ, જબલ** કે **ડુંગર** કહે છે. જે પર્વતના મથાળામાંથી ધુમાડો, રાખ અને ઊનો રસ વગેરે પ્રવાહી પદાર્થ નીકળે છે તેને **જવાળામુખી** કહે છે.

## સિંધના પર્વતો.

**ખીરથર પુરૂ** અને **પબ**, સિંધ અને બલુચિસ્તાનની વચ્ચે છે; એ ત્રણેને એકઠા કરીને **હાલાક** પર્વત

કહે છે. પણ પર્વતની કેટલીક શાખાઓ કરાચી જિલ્લામાં આવેલી છે. એ ભાગને **કોહીસ્તાન*** કહે છે. કોહીસ્તાન કરાચી જિલ્લના ચોથા ભાગમાં છે.

**ખીરથર** પર્વતની એક શાખા લાડકાણા પાસે છે, એને **ભગોટોડો કે લક્કી** પર્વત કહે છે. લક્કી પર્વત સેવણની નજદીક છે, ત્યા ઉના પાણીનું ઝરણ છે, તેને **ધારાતીર્થ** કહે છે. ત્યાં દરવર્ષે જાત્રાનો મેળો ભરાય છે ખીરથર પર્વતનું બીજું શિખર કલાતના ઈલાકામાં લાડકાણાની પાસે છે તેને **દારહારો** પર્વત કહે છે, આ દારહારા પર્વત ઉપર **કુતરાની ઘોર છે**. એ ઘોર બાબત એમ વાત ચાલે છે કે આગળના વખતમાં કોઈ મુસાફર પોતાના કુતરા સાથે આ પર્વતપરથી જતો હતો, પણ તે રસ્તો ચુકી જવાથી ભુલો પડયો અને ત્યાજ મરણ પામ્યો. આ ખબર તેનાં સગાંવહાલાંને જણાવવા માટે કુતરો ગયો અને તે બધાંને પકડીને ધણીના મુડદાં પાસે લઈ આવ્યો. આ નિમકહલાલ પ્રાણીએ પોતાનું કર્તવ્ય બજાવીને તુરતજ પોતાના વ્હાલે ધણીના વિયોગમાં તેન મુડદા પાસે પ્રાણ છોડયો. એ કુતરાની એવી નિમકહલાલી જોઈને તે મુસાફરનાં સગાંવહાલાંઓએ બન્નેની ત્યાં કબર ચણાવી, ને તે સ્થળને કુતરાની ઘોર એવું નામ આપ્યું, જે અધાપિ પર્યંત કાયમ છે, આ સ્થસની હવા ઊનાળામાં બહુ ખુશનુમા રહે છે, તેથી દાક્તરો વગેરે બીજા અમલદારો ત્યાં હવા ખાવા જાય છે.

**ઠઠ્ઠા** નજદીક **મકલી** ટેકરી છે. તેના પર લાખો કબરો અને મસ્જીદો છે. તે દિનપ્રતિદિન પડી જતી

---

*કોહીસ્તાન એટલે ટેકરાવાળો મુલક.

જાય છે. અને ઓછી થતી જાય છે. એને **સવાલાખ પીરોની કબરોવાળી મકલી ટેકરી** કહે છે.

એ સિવાય **મોહન, કર્ટા, કારુઓ, સરજાન** અને **કાળી ટેકરી** ( કારો ટકર ) હાલા પરવતમાંથી નીકળી કરાંચી જિલ્લા સુધી આવેલા છે.

હેદ્રાબાદની નજદીક **ગંજોટકર** નામે ડુંગર છે. શિકારપુરની નજદીક **સખ્ખર** બખ્ખર, અને **રોરીની** ટેકરીઓ છે **તે**ના ઉપર એ શહેરો વસેલાં છે.

## રેતીનાં મેદાન અને ટેકરા

**રે**તીનાં ઢગલાં રોરી ડીવીઝ**ન** ખેરપુર સ્થા**ન** અને**થ**રપાર-કર જિલ્લામાં છે. તેને ભિટુ ( રેતીના ટેકરા ) કહે છે.

## નદી

મીઠા પાણીના જે પ્રવાહ પરવતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગાનાં થઇ સમુદ્રને મળે છે તેને **નદી** કહે છે, જે જગાએથી નદી નીકળે છે તે જગાને તેનું **મુળ** અને જ્યાં સમુદ્રને મળે છે તે જગાને તેનું **મુખ** કહે છે.

## સરોવર

જમીનથી વિંટાયલા પાણીના ભાગને **સરોવર** કહે છે. સિંધમાં તેને ઢંઢ કહે છે.

## સિંધ પ્રાતની નદીઓ

**સિંધુ નદી**—હિમાલય * પર્વતના **મા**ન સરોવર માંથી

---

* હિંદુસ્તાનનાં ઉતર હિમાલય પર્વત જાણે એક મોટા કોટની પેઠે આવી રહેલો છે પૃથ્વી ઉપર એ સર્વથી ઉંચો પવરત છે, અને તેને મથાળે સદા બરફ રહે છે. આ ઉપરથી તેને હિમાલય-પર્વત કહે છે,=બરફ+આલય=સ્થળ જગા હિમાલય-બરફની જગા,

નીકળી કાબુલ અને પંજાબની પાંચ નદીઓ સાથે મળી ૧૮૦૦ માઇલે વહી અરબી સમુદ્રમાં પડે છે. સિંધમાં એ નદીની લંબાઇ મિઠનકોટથી કેટીબંદર આગળ અરબી સમુદ્રને મળે છે. ત્યાં સુધી ૬૦૦ માઈલ છે. આ નદીમાં પાણી હમેશા રહે છે. ઊનાળામાં જ્યારે ઘણો તાપ પડે છે ત્યારે હિમાલય પર્વતના મથાળ ઉપરનો બરફ ગરમીથીં આગળે છે, અને એ પાણીનો માનસરોવરમાં ઘણો વધારો થઈ જવાથી સિંધુ નદીમાં તે વખત રેલ આવે છે ચોમાસામાં પંજાબ વગેરે ઉતર તરફના મુલકોમાં એટલે જે દેશોમા થઈને સિંધુ નદી વહેતી વહેતા સિંધમાં આવે છે ત દેશોમાં વરસાદ થવાથી પણ સિંધુ નદીમાં પુર ચડે છે. એ નદીનો પહોળાઈ સિંધ દેશમાં ઘણેક ઠેકાણે તો એક માઇલ છે પણ એવું કોઈ પણ ઠેકાણું નથી કે જ્યાં તેનો પહોળાઇ અર્ધો માઇલ કરતાં ઓછી હોય. આ સિંધુ નદી ઉપરથી આ પ્રાંતનું નામ સિંધ પાડયુ છે. સિંધ એટલે દરીઓ. આ પ્રાંતમાં વરસાદ બહુજ થોડો પડે છે પરંતુ સિંધુ નદીના ફાંટા અને નહેરો આખા દેશમાં પ્રસરેલા હોવાથી જ્યારે સિંધમાં પુર ચડે છે ત્યારે તમામ સ્થળે તે વાટે પાણી ફેલાઇ જાય છે ! ને દેશ આબાદ થઈ ઘણો પાક નીપજે છે. આ નદીમાં બહુ રેલ આવવાથી કોઈક વખતે નુકશાન પણ થાય છે. પરંતુ હાલમાં સરકારે તેવા ભાગો ઉપર મજબુત બંધ બાંધી મુક્યા છે તેથી નુકશાન થતું નથી.

## એ નદી ઉપર આવેલાં શહેરો

સખખર, બખ્ખર, રોરી, દાદુ સેવાન, માંઝીંદા

કોટરી, ગીધુબંદર, ઝરખ, ઠઠ્ઠા, શાહાબંદર કેટીબંદર અને ઘોહાબારી વગેરે.

હુબ નદી—એ પશ્ચિમ સરહદવાળા પર્વતોમાંથી નીકળી ૧૨૦ માઇલ વહી રાસલમારી આગળ અરબી સમુદ્રને મળે છે.

## ચોમાસાના વરસાદથીજ માત્ર વહેતી નદીઓ

નદી ગાજ—કરાંચી અને શિકારપુર સખર જિલ્લાની પશ્ચિમે ખીરથર પર્વતમાંથી નીકળી કુલજી આગળ પશ્ચિમ નાળાને મળે છે.

બારન નદી—ખીરથર પર્વતમાંથી નીકળી ૯૦ માઇલા વહી કોટ્રી આગળ સિંધુ નદીને મળે છે.

મલીર નદી—કોહીસ્તાનમાંથી નકળી કરાંચીની નજદીક ગિસ્રો આગળ સમુદ્રને મલે છે.

મોહન નદી—રનીકોટમાંથી નીકળી સનગામની પાસે સિંધુ નદીને મળે છે.

આ નદીઓમા ચોમાસામાં વરસાદ પડવાથી ઓચિંતું પાણી આવવાને લીધે ઘણું નુકશાન થાય છે. કોઈ કોઇ વેળા તો માણુસો, ઢોરો વગેરે તણાઈ જાય છે.

## સિંધુ નદીના નાળાં અને નહેરો*

બેગારી નહેર—ઉતર સરહદ જિલ્લમા છે તે બુલદકીમાંથી નીકળી પદ્દ તરફ જાય છે. એમાંથી બીજી

---

* નદીના આડા અવળા ફાંટાં કુદરતી રીતે પ્રસરેલા હોય તેને નાળાં કહે છે. અને નદીમાંથી જે પ્રવાહ બીજે રસ્તે વાળીને દુર લઇ જવામાં આવ્યો હોય તેને નહેર કહે છે. નહેરને સિંધીમાં વાહવાહ કહે છે.

ઘણી નાની નાની નહેરો નીકળે છે. જે આખી ઉત્તર સરહદને આબાદ કરે છે.

સિંધ નહેર—શિકારપુર આગળ છે.

સખખર નહેર—સખખર પાસે છે.

ઉભરંધો નાળો. (પુર્વ નાળું)—સખર શહેરની પેલી બાજુએથી નીકળી ખેરપુર સંસ્થાનમાંથી વહીને થરપારકર જિલ્લામાં જાય છે. એમાંથી મીર નહેર અને મીઠરાઉ તથા જમરાઉ નહેરો વગેરે નીકળે છે. એ નાળામાં ઘણાં સરોવરો છે, તેમાં મુખ્ય મખીની ઢંઢ છે. એ સારોવરમાંથી મીઠરાઉ નહેર નીકળે છે.

ગોર નહેર—લાડકાણા જિલ્લામાં છે. તેની ઉપર લાડકાણા શહેર છે.

પશ્ચિમ નાળુ—લાડકાણા અને મેહર ડિવિઝનમાંથી વહી સેવણ આગળ મંછર સરોવરમાં પડે છે.

અરલ નહેર—સેવણ આગળ છે.

નવ લખી નહેર—હેદ્રાબાદ જિલ્લામા છે એ જુનામાં જુની નહેર છે.

કુલેલી નહેર—હેદ્રાબાદની પુર્વમાં છે. તેમાં નાની નાની આગબોટો પુર આવવાની મોસમમાં ચાલે છે.

પીંજારી નહેર, બગાર નહેર, સતા નહેર, કલરી નહેર અને હજામરો વગેરે કરાંચી જિલ્લામાં છે.

## સિંધના સરોવર.

મંછર—સિંધમાં મોટામાં મોટું સરોવર આ છે. તેને મંછરના ઢંઢ કહે છે. તેમાં પશ્ચિમનાળું અને

૧૧૬૩૨



અરલ નહેર સંધાય છે. એ સરોવરની લંબાઇ ચોમાસામાં ૨૦ માઇલ જેટલી થાય છે. પણ પાછળથી તેનું અર્ધ પણ મુશ્કેલીથી રહે છે. તેનાં માછલાં અને સુશોભિત પક્ષીઓ ઘણાં છે.

કુંજોર અને સોનારી ઢંઢ— નગરઠઠ્ઠા અને ઝરખની વચ્ચે છે.

હાલેજી ઢંઢ— કરાંચી જીલ્લામાં ગુજો ગામની ઉતરે છે.

સુમરી ઢંઢ— થરપારકર જીલ્લામાં ઉમરકોટની પશ્ચિમે છે.

મખીની ઢંઢ— સાંઘડની પુર્વે છે.

## બેટ,

જમીનનો જે ભાગ ચારે બાજુએ પાણીથી વીંટાયલો હોય તેને બેટ કહે છે.

## સિંધના બેટો.

બાકખર અને સાદબેલો—એ બે બેટો સિંધુ નદીમાં સકખર અને રોહરીની વચમાં છે.

મનોરા— કરાંચી પાસે સમુદ્રમાં છે.

## ભુશિર

જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગઇ હોય તેને ભુશિર કહે છે. સિંધમાં માંઝ નામે ભુશિર છે.

## સિંધમાં મોટાં શહેરો.

કરાંચી ઠઠા કોટ્રી. માઝીહા, કેટીબંદર, શાહાબંદર, અને ઝરખ એ કરાચી જીલ્લામાં છે.

હૈદરાબાદ, હાલા, ટંડામહમદખાન, ટંડોબાગા, ટંડોઅલાયર એ હૈદરાબાદ જીલ્લામાં છે. નઉશેરા કંડિઆરા, નવાબશાહ અને શહેદાદપુર એ નવા બશાહ જીલ્લામાં છે.

ઉમરકોટ, સાંઘડ, મંઠી, છાછરો ને નગર, પારકર એ થરપારકર જીલ્લામાં છે.

શિકારપુર શખર, રોરી, ઉબાવરો અને ઘોટકી વગેરે સખર જીલ્લામાં છે.

દાદુ, લાડકાણા, મેહર અને સેવણ વગેરે લાડકાણા જીલ્લામાં છે.

જેકુબાબાદ, કશમોર વગેરે ઉત્તર સરહદમાં છે.

ખેરપુર, ગંબટરાણીપુર, ટંડોમસ્તીખાનનો વગેરે ખઈરપુર સંસ્થાનમાં છે.

## મુખ્ય મુખ્ય રેલવે સ્ટેશનો.

### નોર્થ વેસ્ટર્ન રેલવેનાં.

૧. કરાચી—એ નોર્થવેસ્ટર્ન રેલવેનું છેલ્લું સ્ટેશન છે. કરાચીમાં ૧ સીટીનું અને ૨ કેન્ટોનમેન્ટનું એમ બે સ્ટેશનો ઉતારૂઓના જવા આવવાની સગવડ માટે છે. એ બન્ને સ્ટેશનો ઘણીજ સરસ બાંધણીવાળાં અને સુશોભીત છે. કેન્ટોન્મેન્ટન સ્ટેશન આગળ રેલ્વે વર્કશોપ છે. એ કારખાનામાં હજારો માણસો દરરોજ કામકાજ કરે છે, ગાડીઓ બનાવાની, રંગવાની, ભાગ્યુ તુટયું સમારવાની વગેરે અનેક જાતની કારીગરી ઉપર તેમનું અહીં ગુજરાન ચાલે છે. ડિસ્ટ્રિક્ટ ટ્રેફિકસુપરિન્ટેન્ડેન્ટની ઓફીસ પણ કરાંચીમાં છે. બન્ને સ્ટેશનો ઉપર રિફ્રેશમેન્ટ રૂમ છે.

૨. **જુગશાહી:**— આ સ્ટેશન ઉપર રીફ્રેશમેન્ટ રૂમ રાખેલા છે. અને એ સ્ટેશનથી **નગરઠઠ્ઠા** તરફ જવાનો માર્ગ શરૂ થાય છે. એ માર્ગ પાકો ( સડકનો ) છે. અહીંથી નગરઠઠ્ઠા આશરે ૧૩ માઇલ દુર છે.

૩. **જમ પી.:**—એ સ્ટેશનથી અરધો માઇલ દુર, એક પ્રાચીન શિવાલય, ટેકરી ઉપર છે. ત્યાં ઊના પાનીનું ઝરણ છે. આ ઝરણનુ પાણી ત્યાંને ત્યાંજ સમાઇ જાય છે. અહીં હિંદુ લોકો (મુએલા) ની ક્રિયા કરવા તથા દેહશુધ્ધિ પ્રાયશ્ચિત કરવામા આવે છે. આ **શિવાલયને હેમેશ્વર** મહાદેવનુ દેરૂં કહે છે.

૪. **કોટ્રી:**—એ મોટું જંકશન છે. અહિંથી રેલ્વે બે તરફ ફંટાય છે. એક ફાંટો સિંધુંને પશ્ચિમ કિનારે ચાલ્યો જાય છે, અને સખ્ખર થઇ ઉત્તરમાં પંજાબ તરફ જાય છે, બીજો ફાંટો સિંધુ નદીના પૂલ ઓળંગી હૈદ્રરાબાદ થઇને એ નદીને પુર્વે કિનારે ચાલ્યો જાય છે ને રોરીએ પહોંચે છે.

૫. **લક્કી:**— એ સ્ટેશનથી ૨ માઇલ દુર ધારા તીર્થ નામે હિંદુઓનું ત્યાં યાત્રાનું ઠેકાણું છે. ત્યાં ઊના પાણીનું ઝરણુ છે.

૬ **રૂક:**—એ મોટું **જંકશન** છે અહીંથી રેલ્વેનો એક ફાંટો ઉત્તરમાં એમ સખ્ખર તરફ જાય છે; અને બીજો ફાંટો શિકારપુર અને જેકબબાદ થઇને કવેટા તરફ જાય છે. એ સ્ટેશન ઉપર રીફ્રેશમેન્ટ રૂમ રાખેલ છે.

૭. **સખ્ખર:**— આ સ્ટેશન સિંધુ નદીના ડાબા કિનારા ઉપર છે. એના સામા કીનારા ઉપર રોરી

સ્ટેશન છે. સખ્ખર અને રોરીની વચ્ચે સિંધુ નદીમાં બખ્ખર નામે બેટ છે. એ બેટ ઉપર થઇ ને એક જબરો પુલ રેલ્વેવાળાઓએ બાંધ્યો છે. તે બહુ જોવા લાયક છે એને લેન્સડાઉનબ્રીજ કહે છે. સખ્ખરથી ઉપડેલી ટ્રેન આ પુલ ઉપર થઈને રોરી પહોંચ્યા બાદ ઈશાનકોણ તરફ મરડાઇને પંજાબ ભણી જાય છે.

## કોટરી રોહરી રેલ્વેનાં

૧. હેદ્રાબાદઃ—એ જંકશન છે અહીથી એક ઉત્તર તરફ રોરી ભણી અને બીજો ફાટો પુર્વ તરફ થરપારકરમાં ટન્ડાઅલાયર અને મીરપુરખાસ ભણી થઇને સાદીપલી જાય છે. સાદીપલીથી મારવાડને માર્ગે રેલ્વે મુંબઇ તરફ જાય છે.

૨. ઉદેરાલાલઃ— હિંદુઓનો તીર્થની જગા છે. અહીં દર વરસે ચૈત્ર શુદી બીજનો મેળો ભરાય છે. તેમા લાખો રૂપીયાનો માલ વેચાય છે.

૩. ટન્ડાઆદમઃ— એ સારી વેપારની જગા છે ત્યાંથી હાલા અને કંડીઆરા થઇને રેલ્વે રોરી જાય છે.

## રાજ્ય રીતિ

સીંધ પ્રાંતના ઉપરી અમલદારને કમીશનર સાહેબ કહે છે. તેના હાથ તળે દરેક જીલ્લાના કલેકટરો અને ડેપ્યુટી કમીશનરો છે.

દરેક જીલ્લાનો મુખ્ય કારભાર ચલાવનાર અમલદાર કલેકટર કે ડિસ્ટરીકટ માજીસ્ટ્રેટ સાહેબ કહેવાય છે તે જમાબંધી વસુલ કરે છે, ખર્ચ થાય છે તે આપે છે અને મુલકી, ફોજદારી તથા લોકોપયોગી દરેક કામ ઉપર નીઘા રાખે છે. ઘણું કરીને તેના હાથ નીચે ત્રણ ચાર

આસિસ્ટન્ટ કલેકટરો કે ડેપ્યુટી કલેકટરો, એક ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર અને એક હજુર ડેપ્યુટી કલેકટર હોય છે.

**આસિસ્ટન્ટ**—કલેકટરો કે ડેપ્યુટી કલેકટરોને જિલ્લાના વિભાગો (સબડિવિઝનો) ની દેખરેખ સોંપેલી હોય છે. અને હજુર ડેપ્યુટી કલેકટર જિલ્લાના મુખ્ખ શહેરમાં રહી તીજોરી વગેરેનું કામકાજ કરે છે.

**આસિસ્ટન્ટ**—કલેકટરોના હાથ નીચે તાલુકાઓની દેખરેખ રાખવા માટે **મુખત્યારકાર** એટલે **મામલતદાર** રાખવામાં આવેલા છે તેઓ જમાંબંધી વગેરેના કામ બજાવે છે. ઉપર કહેલા તમામ અમલદારો માજિસ્ટ્રેટનું કામ બજાવે છે.

તે ઉપરાંત **પોલીસ** સુપરિન્ટેન્ડેન્ટ, ઇજિનીયર અને અને માપણી ખાતાના અમલદારો (રેવન્યુ સરવે ઓફીસર) કલેકટરો અને માજિસ્ટ્રેટોને સહાય કરે છે.

પોલીસ સુપરિન્ટેન્ડન્ટ અને તેનાં માણસો ખુન કરનારા ચોર, વાટપાડુ ધાડ પાડનારા વગેરેને ઝાલીને શિક્ષાને સારૂં **માજીસ્ટ્રેટને**—હવાલે કરે છે. દરેક તાલુકામાંની મુખ્ત્યારકારની કચેરીમાં પોલીશ સુપરિન્ટેન્ડેન્ટ તરફથી ફોજદાર રહે છે.

રસ્તા બાંધવાનું, નહેરો ખોદવાનું, ધર્મશાળા બાંધવાનું વગેરે સરકારી બાંધકામનું ખાતું ઈજિનિયર સાહેબના હાથ તળે હોય છે. માપણી ખાતાના અમલદારો (રેવન્યુ સરવે ઓફિસર) દરેક જમીનદારને કેટલો **વીઘોટી** (દલ) ભરવીના છે. તે ઠરાવી આપે છે.

જિલ્લાને માટે એક **ડિસ્ટ્રિકટ** જડજએટલે મુખ્ય ન્યાયાધીશ હોયછે. ખુનકરનારા, ધાડ પાડનારા વગેરે ભારે

ગુન્હા કરનારાઓને માજિસ્ત્રેટ મોકલ્યા હોય તેઓનો એ જડજ ઇન્સાફ કરે છે જધમ મિલ્કત સંબંધી ફર્યાદ (દિવાની દાવા) પણ એ સાંભળે છે. જડજને મદદ કરવાને આસિસ્ટન્ટ જડજ અને સબોર્ડિનેટ જડજ પણ રાખેલા હોય છે મોટાં નગરોમાં **સ્મોલકોઝ કોર્ટ** છે, તેના જડજો નાની રકમના દિવાની કજીયા ચુકવે છે તેના ફેસલા ઉપર અપીલ થતી નથી. તમામ ન્યાયખાતાનું ઉપરી પણું સિંધની **જ્યુડિશ્યલ કમિશનરસ કોર્ટના** તાબામાં છે. અને તે કરાંચીમાં છે.

હરેક જિલ્લામાં સરકારી નોકરો તથા ગરીબોની દવા કરવાને મોટા ડાકટરો **સિવિલ સરજન** રાખેલા છે. જરૂર જણાય તો માંદા માણસને હોસ્પિટલમાં રાખી દવા કરે છે. જિલ્લાના મોટા તાલુકામાં એજ પ્રમાણે દવાખાના ઉઘડયાં છે. તેમાં **આસિસ્ટન્ટ** સરજનો કે સબ આસિસ્ટન્ટો દવા આપે છે.

શેહેરો તથા કસબાઓને ચોખ્ખા રાખવા માટે તથા રાત્રે રસ્તાઓપર દીવા કરવા માટે **મ્યુનિસિપાલ કમીટીઓ** ઠરાવી છે. ગામડાઓમાં ઉપલાં કામોના બંદોબસ્ત માટે **લોકલબોર્ડો** છે. લોકલબોર્ડની પેદાશને લોકલ ફંડ કહે છે. **કરાંચી, હૈદ્રાબાદ, શિકારપુર અને સખ્ખરમાં** મોટી મ્યુનિસિપાલીટીઓ છે. અને હરેક જિલ્લા માટે એક એક મોટી **લોકલ બોર્ડ** છે.

કેળવણી ખાતાનો મોટો અમલદાર **એજ્યુકેશનલ ઇન્સ્પેકટર** છે, તેના હાથ તળે ડેપ્યુટી ઇન્સ્પેકટરો અને **આસિસ્ટન્ટ** ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો વગેરે છે. મોટાં શહેરોમાં ઇંગ્રેજી અને સીંધીવગેર નિશાળો છે,

નાનાં ગામોમાં સિંધી નિશાળો છે. શિક્ષક થવા માટે હૈદ્રાબાદમાં બે વિદ્યાલય છે. ૧. મેલટ્રેનિંગ કોલેજ અને ૧. ફિમેલટ્રેનિંગ કોલેજ એ સિવાય ત્યાં એગ્રીકલ્ચર સ્કુલ (ખેતીવાડીની નિશાળ) અને મેડીકલ સ્કુલ (વૈદક સંબંધી જ્ઞાન આપનારી શાળા) પણ છે. મેડીકલ સ્કુલમાં શીખીને પાસ થયલાઓને હૉસ્પિટલ આસિસ્ટન્ટની જગા મળે છે. કરાંચીમાં ઈંજિનિયરીંગ અને ઊંચી કેળવણી લેવાનું વિદ્યાલય છે તેને દયારામ જેઠમલ કોલેજ કહે છે. મુસલમાનો માટે મદ્રસા છે. દરેક જીલ્લામાં ઈંગ્રેજી હાઇ સ્કુલો છે. અને હાલમાં હુન્નરી સ્કુલો પણ ઠેકાણે ઠેકાણે ઉઘડતી જાય છે.

## પાક ખેતી

આ પ્રાંતમાં બે પાક થાય છે. ૧ ખરીફ ૨. રબી ખરીફ પાક નદીમાં રેલ આવતિ વખતે વવાય છે, અને કાર્તક માસમાં તૈયાર થાય છે. રબી પાકની રોપણી પાણી ઉતરતી વખતે થાય છે. ને ચૈત્ર મહિનામા તૈયાર થાય છે. પહેલા પાકમાં જુવાર, બાજરી, ચોખા, તલ, તેલીયાંબીયાં; કપાસ વગેરે થાય છે. અને બીજાનાં ઘઊં, જવ, ચણા, મટર, મગ, તથા બીજાં કઠોળ વગેરે થાય છે.

## સિંધમાં પાક નીપજાવવાની જમીન ૫, પ્રકારની છે.

સિંધમાં પાક નિપજાવવાની જમીન ૫, પ્રકારની છે.

૧ લી:—જે જમીનને રેંટીઆ વતી પાણી આપે છે તે ચરખી

૨ જી:—જે જમીનને નહેરોની વાટે પાણી આપે છે તેને સલાબા (ઢોળાણુવાળી) જમીન કહે છે.

આ જમીનમાં ખર્ચ બહુ કમતી થાય છે. એથી પાક ઘણું ખરૂં આ જમીનમાં થાય છે.

૩ જી—જે જમીન પાણી ઘણું ચડે તોજ પોતાનીમેળે પલળી રહે અને વરથાય; પણ પુર કમતી હોવાથી ઊંચાણમાં પાણી ચડી શકે નહિ તેવે વખતે જેને રેંટીઆ વતી પાણી આપવું પડે તેને મોકી કહે છે.

૪ થી ચાહી:—જે જમીનને કુવામાંથી પાણી આપવામાં આવે છે તે.

૫ મી બારાણી—જે જમીનની ખેતીનો આધાર વરસાદ ઉપર રહે છે તે.

જમીનદારો સરકારી ઢલ (વેરો) આપે છે પણ જાગીરદારો આપતા નથી.

ખેતી ઘણે ઠેકાણે હારી લોકો કરે છે; અને કેટલેક ઠેકાણે જમીનદારો પોતેજ ખેતી કરે છે.

હારી લોકોના બે વર્ગ છે. (૧) મારોટી એટલે વંશપરંપરાથી ચાલતા વારસા મુજબ ખેતી કરનારા (૨) વગર મારોટી એટલે વારસાના હકક વગરના.

મારોટી વર્ગના હારી લોકો પાસેથી જમીદારો પોતાનો હિસ્સો અને સરકારી ઢલજ માત્ર લે છે. તે સિવાય બીજી કંઇ પણ અખત્યારી વાપરી શકતા નથી. પણ વગર મારોટીનાં વર્ગના હારી લોકોને તો જમીદાર કોઇ પણ વખતે કાઢી શકે છે.

## વેપાર.

ઇંગ્રેજોના આવવા અગાઉ આ પ્રાંતનો બીજા દેશો સાથે ૧૨ લાખ રૂપીઆનો વેપાર ચાલતો હતો પણ ઇંગ્રેજો

ના આવવા પછી આગગાડીઓ, આગબોટો અને વહાણો વગેરેની આવજા ઘણી વધવાથી, રસ્તાઓની સગવડ હોવાથી, તેમજ પોલીસની સંભાળ અને ટપાલ તથા તાર ખાતાંઓને લીધે વેપારમાં ઘણોજ વધારો થઈ એ રકમ ૧૨ કરોડ સુધી પહોંચી છે.

## આમદાની.

કાપડ, સોનું, લોઢું, તાંબુ વગેરે ધાતુઓ, તથા કાગળ, રબર. કટલરી (છરી કાંટા વગેરે સામાન), ચિનાઇ વાસણ. દારૂ (મદિરા), કેરોસીન તેલ, ખાંડ વગેરે ઘણો સામાન વિલાયતથી તેમજ બહાર દેશાવરથી આવે છે.

## રવાનગી.

કપાસ, ઉન, ચામડાં, ઘઉં, તેલીયાં બીયાં વગેરે અનાજ તથા હાડકાં, ચોથરાં વગેરે ઘણો માલ બહાર દેશાવર ખાતે જાય છે.

## સરકારને પેદાશ.

સરકારને પેદાશના મુખ્ય રસ્તા—

૧ જમીનનો કર.

૨ કસ્ટમ ડયુટી એટલે માલની આવક પરની જકાત.

૩ નિસાવાળી જણસો ઉપરનું મહેસુલ. એટલે એકસાઈઝ.

૪ મીઠાનો કર.

૫ ઇનકમ ટેકસ એટલે વાર્ષિક આવક ઉપ-નો કર

આ બધાની પેદાશ એક કરોડ રૂપીઆ કરતાં વધારે છે.

## કારખાના.

ચીજો બનાવવાનું કામ હમણાં સિંધમાં ઓછું થતું જાય છે. કારણ કે સારી ચીજો વિલાયતથી સંચામાં

બનીને આવે છે. અને તે સોંઘી મળે છે; પણ સાધારણ માલ જે દરરોજના ખપનો અહીં બને છે તે થોડો સારો છે. **નગરઠઠ્ઠામાં** રગાઓ, સુસીઓ, રંગેલા ચારસાઓ ને લુંગીઓ થાય છે.

**હૈદ્રાબાદમાં** સંઘાડાનું કામ, ભરતનું કામ ને કસબનું કામ સારૂં થાય છે.

**હાલામાં ગંજ** એટલે લાકડાની રંગબેરંગી ડબલીઓ અને **કાસીનું** (મીનાકારીનું) કામ સારૂં થાય છે.

ળીઆંવતી છાપવાનાં કારખાનાં, ને કપાસ લોઢવાના તથા ગાંસડીઓ બાંધવાનાં **સાંચા**, પણ સિંધમાં ઠેકાણે ઠેકાણે ફેલાતા જાય છે.

## કરાંચી જીલ્લો.

આ જિલ્લો **સિંધનો** દક્ષિણ અને પશ્ચિમનો ભાગ છે. તેની લંબાઇ નદી **ગાજથી અરબી સમુદ્ર** સુધી છે; અને પહોળાઇ **હાલાર** પર્વતથી **સિંધુ** નદી સુધી છે. પણ **લાડનો** ભાગ સિંધુ નદીના પુર્વ તરફ પણ ગયો છે.

## સીમા અને વિસ્તાર વગેરે.

**ઉત્તરે લાડકાણા** જિલ્લો, **પુર્વે સિંધુ નદી** અને **હૈદ્રાબાદ** જિલ્લો, **દક્ષિણે અરબી સમુદ્ર** અને **પશ્ચિમે બલુચિસ્તાન** અને **લસબેલાનો** મુલક છે. એ જિલ્લાની વસ્તી ૫૪૦,૪૭૮ માણસની છે. આ જિલ્લાનો પશ્ચિમભાગ બહુ ટેકરાવાળો છે તેનું નામ **કોહીસ્તાન** છે. એમાં થોડો વરસાદ આવે છે ને બાકીનો સિંધુના કાંઠાનો રસાળ પ્રદેશ છે. એમાં સુતરાઉ અને રેશમી કાપડ, માટીનાં વાસણ અને કામળા બને છે, ખેતીની પેદાશમાં **ડાંગર, જુવાર** અને **બાજરી** એ ખરીફ પાકમાં

મુખ્ય છે, રબીપાકમાં ઘઉં, દીવેલી, બીયાં, કઠોળ અને જવ મુખ્ય છે. ડાંગર જુવાર અને બાજરી કરાંચીથી મુંબઈ ઇલાકાના બીજા ભાગે ખતે અઢે છે. અને ઘઉં તથા અનેક જાતના તેલ કાઢવાનાં બીયાં ઇંગ્લાંડ મોકલવામાં આવે છે.

આ જિલ્લાંગે મોટો રેવન્યું અમલદાર કે ડિસ્ટ્રિક્ટ માજિસ્ટ્રેટ કલેક્ટર સાહેબ છે. તેની મુખ્ય જગા કરાંચી છે. પણ ઠંડીના મોસમમા બહાર જિલ્લામાં ફરીને કામકાજ કરે છે.

સબડિવિઝનોનેમાટે ૩ ડેપ્યુટી કલેકટરો કે આસિસ્ટન્ટ કલેકટરો અને એક હજુર ડેપ્યુટી કલેકટર ખજાનાને માટે રહે છે. ડેપ્યુટી કલેકટરોના તાબામાં તાલુકાઓની દેખરેખ રાખવા માટે કુલ ૧૦ મુખત્યારકાર રાખવામાં આવેલ છે.

આ જિલ્લાના ૩ સબડિવિઝન પાડેલા છે. અને તેમાં બધા મળીને ૧૧ તાલુકા છે.

### એ જિલ્લામાં આવેલા સબડિવિઝનનાં નામ.

૧ ઠઠ્ઠા, ૨ કોટ્રી ૩ શાહાબંદર.

### ઠઠ્ઠા સબડિવિઝનમાં આવેલા તાલુકાના નામ.

૧ કરાંચી, ૨ ઠઠ્ઠા, ૩ મીરપુર સાકરા, ૪ ઘોડાબારી, ૫ મહાલ કેટીબંદર.

### કોટ્રી સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ

કોટ્રી તાલુકો, ૨ માઝીંદા મહાલ, ૩ કોહીસ્તાન મહાલ.

## શાહાબંદર સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ.

૧ મીરપુર બઠોરા, ૨ સુજાવલ, ૩ જાતિ, ૪ શાહાબંદર.

## કરાંચી તાલુકો

સીમા—ઉત્તરે કોહીસ્તાન તાલુકો, પુર્વે ઠઠ્ઠા તાલુકો, દક્ષિણે મિરપુરસાકરા તાલુકો અને અરબી સમુદ્ર, પશ્ચિમે હબ નદી અને માંઝ ભુશિર છે.

આ તાલુકો કરાંચી જિલ્લાના ઠઠ્ઠા સબડિવિઝનમાં આવેલ છે. એમાં ૧૮૬૭૭૨ માણુસની વસ્તી છે. એ તાલુકો ૬ તપામાં વહેંચાયલો છે.

## તપાનાં નાંમ

૧ મલીર, ૨ થાણો, ૩ મલ્હ, ૪ હબ, ૫ ગઢાપ, કરાંચી.

એ તાલુકાનું મુખ્ય શહેર કરાંચી સિંધની રાજ્ય ગાદીની જગા તથા મુખ્ય બંદર છે એ શહેરમાં સિંધ પ્રાંતનો કમિશનર એ જિલ્લાનો કલેકટર આસિસ્ટંટ કલેકટર હજુર ડેપ્યુટી કલેકટર ખજાનાંચી, સુખત્યારકાર જ્યુડિશ્યલ કમિશનર કે સદર કોર્ટના જડજ ડિસ્ટ્રકટ જડજ, સ્મોલકાઝ કોર્ટનો જડજ સિટિ માજીસ્ટ્રેટ કેન્ટોન્મેન્ટ માજીસ્ટ્રેટ સિટિ ડેપ્યુટી કલેકટર પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ, પોલીસ ઈન્સપેકટરો અને લસકરી મોટા અમલદારો સિવાય બીજા બધાં ખાતાના મોટા અમલદારો રહે છે:

એ શહેરની વસ્તી ૯૫,૧૯૦૩ માણસની છે.—આ શહેર મુંબઇ ઈલાકામાં મુંબઇ બંદરથી બીજે નંબરે ગણાય છે.

એ બંદરની સંભાળ માટે પોર્ટટ્રસ્ટ નામે એક મંડળી છે. તેઓએ એ ખાડીનું કામ એવું બનાવ્યું છે કે દરેક મોસમે તેમાં વહાણો તથા આગબોટો વગેરે સહીસલામત રહી શકે છે, અને આવજા કરી શકે છે. તેથી અહીં મોટી મોટી આગબોટો માલ, ભરીને આવે છે. અને બંદરને કાંઠેજ ઉભી રહી શકે તેવી સગવડ હોવાથી ને માલ ઉતારવા તથા ચડાવવા માટે વરાળ યંત્ર ને વીજળીની રોશનાઈ હોવાથી બહુજ સહેલાઈથી રાત-દિવસ કામ લઈ શકાય છે. આ બધાની પેદાશ પોર્ટટ્રસ્ટને મળે છે.

અહીં યુરોપી વેપારીઓની મોટી મોટી વખારો, કારખાનાં તથા ટ્રામવે વગેરે છે, અને નોર્થ વેસ્ટર્ન રેલ્વેનાં બે મોટાં સ્ટેશનો છે. ૧ કેન્ટોન્મેન્ટનું સ્ટેશન અને ૨ સીટીનું સ્ટેશન. એ બન્ને સ્ટેશન ઉપર ઇમારત બહુ સારી બાંધેલ છે. કેન્ટોન્મેન્ટના સ્ટેશન આગળ મોટો રેલ્વે વર્કશોપ છે. આગળના નામદાર કમીશનર ફ્રીયર સાહેબની યાદગીરી માટે બંધાએલ ફ્રીયરહોલ જોવા લાયક છે. ત્યાં દર શુકરવારે સાંજે ઇંગ્રેજી બેન્ડ (વાજાં) વાગે છે. અને મહારાણી સાહેબનું બાવલું છે જે ખુલ્લું મુકવાને વખતે હાલના નામદાર શહેનશાહ પાંચમાં જ્યોર્જ પધાર્યા હતા. તા. ૧૭ મી માર્ચ ૧૯૦૬ ને શહેનશાહ એડવર્ડ સાહેબનું બાવલું પણ છે. એ સિવાય લેડી ડફ્રીન હોસપીટલ, સિવિલ હોસ્પીટલ, ઇંગ્રેજી હાઇસ્કુલ મદ્રેસા મેરિ-વેધર ટાવર, ડિસ્ટ્રીકટ કોર્ટ જ્યુડિશ્યલ કામ-

શનાશ કોર્ટ; નાર એ પ્રીશ. ખ્રિસ્તી દેવળો અને દયારામ જેઠમલ સિંધ કોલેજ વગેર જેવા લાયક મકાનો ઘણાં છે. આ કોલેજની લગોલગના મકાનમાં પ્રદર્શન હોલ ખુલ્લો મુકેલો છે, તેને ભુતખાનુ કહે છે. એ ઉપરાંત સરકારી બગીચો બહુ જોવા લાયક છે. તેમાં જાત જાતનાં જનાવરો અને વનસ્પતિ પ્રદર્શન માટે રાખેલ છે. આ સિવાય ઘણાક બંગલા અને જગાઓમાં ઠેકાણે ઠેકાણે નળનું પાણી મળતું હોવાથી સુશોભીત બગીચાઓ શોભી રહ્યા છે. કરાંચીથી દુર સાત ગાઉ ઉપર મલીર છે. ત્યાં મોટા મોટા કુવા ખોદાવેલા છે. તેનું પાણી નળની વાટે કરાચીમાં આવે છે. એ જગા એટલી ઉંચી છે કે વરાળ યંત્રની મદદ વગર શહેરમાં ત્રણ મજલા સુધી, પાણી ઊંચું ચડી શકે છે. આ પાણી આવવાથી કરાચીમાં જે મીઠા પાણીની તંગાશ પડતી હતી તે દુર થઈ છે, અને વનસ્પતિ ઘણી વધી છે. કરાંચીના નજદીક આવેલા મનોરા બેટ પર લાઇટ હાઉસ (દીવાદાંડી) છે. શહેરથી ૬ માઇલ દુર મગરપીરમાં ઊંના પાણીના ઝરણ તથા મગરો છે. મહારોપુર નામે જગા કરાંચીથી થોડે છેટે છે, ત્યાં સરકારી માણસો મીઠું પકવે છે. તે મીઠું આખા સિંધમાં વપરાય છે.

આ શહેરની અગ્નિની કોણે સુમારે ૪ માઇલ દુર કિલફ્ટન છે. ત્યાંની હવા ઘણી સારી અને થડી હોવાથી ગરમીની મોસમમાં સાહેબ લોકો અને બીજા ઘણા મોટા માણસો ત્યાં જઇને રહે છે. એ શહેરમાં ઇંગ્રેજી, સિંધી, ગુજરાતી, મરાઠી, ઉર્દુ વગેરે જુદી જુદી ભાષાની છોકરા તથા છોકરાઓની નિશાળો છે.

[૧] મલીર—એ ફુલફળાદિને માટે પ્રખ્યાત છે. મુંબઈ જેવાં સોનેરી કેળાં કેરીઓ વગેરે ઘણુંજ ફળ, શાકભાજી વગેરે ત્યાંથી કરાચીમા વેચવા માટે આવે છે.

## આ તાલુકામાં આવેલા તપાઓમાં આવેલાં ગામો.

### ગહાપ તપામાં આવેલાં ગામો,

[૧] ખાર. [૨] મોહધાન. [૩] કંઠ. [૪] ગહાપ મહાજન. [૫] કાંકર.

### હબ તપામાં આવેલાં ગામો.

[૧] મગોપીર [૨] ગોરામખાનનું ગામ [૩] ગુધપાસ. [૪] લાલભખર [૫] અલીબનાનું ગામ.

### મહલ તપામાં ગામો.

[૧] મેંમણનું ગામ. [૨] ધરસાનો છનો. [૩] જામનું ગામ. [૪] ખાઝાર. [૫] શતરો.

### મલીર તપામાં ગામો.

[૧] ઇબ્રાહીમ હેદરી. [૨] વટેજી. [૩] રહીમખાનનું ગામ. [૪] દાએચી. [૫] પીપરી. [૬] બાકરાણી [૭] ગગર

### થાણા તપામાં ગામો.

[૧] થાણા [૨] આસુનું ગામ. [૩] મલીર સ્ટેશન [૪] હાજીસુખાનું ગામ. [૫] ગાર. [૬] લાંડી. [૭] રેરી.

### કરાંચી તપામાં ગામો.

[૧] કરાચી. [૨] મનોડા બેટ. [૩] બાબો. [૪] ભીટ [૫] મારીપુર. [૬] ગીસરી બંદર.

## ૨ ઠઠ્ઠા તાલુકો.

**સીમા—ઉત્તરે કોટ્રી તાલુકો, પુર્વે સિંધુનદી, દક્ષિણે મીરપુર સાકરો અને ઘોડાબારી તાલુકો, પશ્ચિમે કોહીસ્થાન અને કરાંચી તાલુકો છે.**

આ તાલુકો કરાંચી તાલુકાના ઠઠ્ઠા સબડિવિઝનમાં આવેલ છે. એમાં ૪૭,૨૨૧ માણસની વસ્તી છે, એ તાલુકો ૮ તપાઓમાં વહેંચાયલો છે.

૧ સોંઢા, ૨ ખુહાસું, ૩ ચિંલીઆ ૪ ખખખર-હાલા, ૫ જુંગશાહી, ૬ ઠઠો, ૭ ટાંકા, ૮ આબાદ. આ તાલુકામાં ભગાર અને કલરી મુખ્ય નહેરો છે.

એ તાલુકાનું મુખ્ય શહેર ઠઠ્ઠા છે એ ઘણું પ્રાચીન શહેર છે. તેમાં મોટી જુમામસીદ એકસો ગુંજ (કુબાકે ઘુમટ) વાળી છે. અને બીજાં પણ પ્રાચીન ઇમારતોનાં ખંડિયેરો જોવામાં આવે છે. એમાં મુખત્યારકારની ઓફીસ, પોસ્ટ અને તાર ઓફીસ, સબ જડજની ઓફીસ, અને રેસિડન્ટ માજીસ્ટ્રેટની ઓફીસ છે. તપેદારનો ડેરો, હોસ્પિટલ, એંગ્લોવર્નાકયુલર સ્કુલ, વર્નાકયુલર સ્કુલ, ગુજરાતી સ્કુલ, છોકરીઓની સ્કુલ અને સંસ્કૃત શાળા છે. એ શહેર કરાંચીથી સુમારે ૬૭ માઈલ દુર પુર્વ તરફ છે. તેમાં ૫૪ માઇલ રેલવેની મુસાફરી જુંગશાહી સ્ટેશન સુધી કરવી પડે છે. અને ત્યાં જુંગશાહી સ્ટેશનથી સુમારે ૧૩ માઇલ ખુશ્કીની મુસાફરી પાકી સડક ઉપર કરવી પડે છે.

એ શહેરની પશ્ચિમે આવેલી મકલીનામે ટેકરી ઉપર સવાલાખ પીરોની કબરોવાળુ મોટું કબરસ્તાન છે. અને મીરઝાં ઇસાકની શાંક વગેરે મોટાં મોટાં કબરસ્તાન છે. તેનું નકસીકામ ઘણું સરસ છે પણ હાલમાં તેઓની મરારત ન હોવાથી જીર્ણ થતાં જાય છે. એ ટેકરી ઉપર જડજ સાહેબની કોર્ટ અને બીજા ઇંગ્રેજી અમલદારોને રહેવાની જગાઓ બાંધેલી છે. એ શહેરની બાજુમાં કુલાકોટ નામે એક પુરતાન શહેરનુ ખંડિયેર છે. અને ત્યાં એજ નામનુ મોટું સરોવર છે. એ શહેરમાં રેશમી લુંગીઓ, ગરબીઓ, અજરકો કે મુસલમાનની ચાદરો અને રંગેલા, ચારસાઓ. બનાવવાનાં ઘણાં કારખાનાં છે. અને તેમાં રંગનું કામ ઘણું સારૂં થાય છે.

એ શહેરમાંથી ઝરખ, મીરપુરસાકરા, કેટી બંદર; શાહાબંદર, વગેરે શહેરોમાં જવા આવવાના રસ્તા ફંટાય છે, તેથી એ શહેરોમાં મુસાફરખાનાં બાંધેલાં છે જેથી મુસાફરોને ઘણી સગવડ પડે છે.

## આમદાની

ખાંડ, વિલાયતી કાપડ, હાથીદાંત, મોતી, કાચું રેશમ વગેરે મુખ્ય છે.

## રવાનગી

સતા ચોખા, બાજરી, જુવાર, મગ, અડદ, મઠર વગેરે અનાજ, ઘી, લાકડાં, કોલસા, રેશમી લુંગીઓ, રંગેલી ચાદરો, રંગેલા ચારસા, અજરકો વગેરે મુખ્ય છે.

## એ તાલુકામાં આવેલાં બીજા જાણીતાં ગામો

(૧) સોંઢા. [૨] હેલાણુ, ત્યાં સિંધુ નદી ઓળગીને પેલે પાર જવાને સારૂ નાનીનાની આગબોટ ઉતારૂઓને માટે રાખવામાં આવે છે.

## મીરપુરસાકરા તાલુકો.

સીમા—ઉત્તરે કરાંચી તાલુકો, પુર્વે ઠઠ્ઠા તાલુકો, દક્ષિણે ઘોડાબારી તાલુકો અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

આ તાલુકો કરાંચી જીલ્લાના ઠઠ્ઠા સબડિવિઝનમાં, આવેલો છે. તેમાં ૩૧૨૩૮ માણસની વસ્તી છે. આ તાલુકામાં શેરડી અને કેળાં બહુ થાય છે, અને પાકમાં રાતા ચોખા ઘણા થાય છે. એ તાલુકો ૧૦ તપામાં વહેચાયલો છે.

## તપાનાં નામ

(૧) મીરપુર સાકરો (૨) રામદેવ, (૩) ગાડો, (૪) હાજીઘરાણો, (૫) ગુજો, [૬] બુહારા, (૭) સુખપુર, (૮) ખેરપુર, (૯) ગુલામલા અને (૧૦) કરમપુર.

## આ તાલુકામાં ભગાર અને કલરી મુખ્ય નહેરો છે

એ તાલુકાનું મુખ્ય શહેર મીરપુર સાકરા છે. તેમાં મુખત્યારકારની ઓફીસ, પોસ્ટ ઓફીસ, પોલીસનું થાણું, તપેદારનો દેરો અને વર્નાક્યુલર સ્કુલનું મકાન વગેરે છે.

## એ તાલુકામાં આવેલાં બીજા જાણીતાં ગામો

(૧) ભંભોર—આ ઘણું પ્રાચીન અને જીર્ણ થઇ ગયેલું ગામ છે. એ ગાડા ગામની નજદીક આવેલું છે. તે બાબત એવી દંતકથા ચાલે છે કે એને અસલ દેવળ બંદર કરીને કહેતા હતા, અને ઈ. સ. ૭૧૩ માં મહમદ બીન કાસીમે સિંધ ઉપર ચડાઈ કરી તે વખતે પ્રથમ આ શહેરને ઘેરો ઘાલ્યો હતો અને સમુદ્રઈ પણ આ શહેરમાં મોટી થઇ હતી, કબીર ભગતનું પણ એમા રહેઠાણ હતું.

(૨) ગાડો—આ શહેર હાબેચી સ્ટેશનથી ૪ ગાઉ દુર અગ્નિકોણમાં આવેલું છે. એનાથી ૧૪ માઇલ દક્ષિણે મીરપુર સાકરો આવેલ છે.

એ સિવાય (૩) વટેજી, (૪) ગુલ્લાસુલ્લા વગેરે ગામ છે.

## ઘોડાબારી તાલુકો.

સીમા—ઉતરે ઠઠ્ઠા અને મીરપુર સાકરાના તાલુકા, પુર્વે સિંધુ નદી દક્ષિણે અરબી સમુદ્ર અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

આ તાલુકો કરાંચી જિલ્લાના ઠઠ્ઠા સબડિવિઝનમાં આવેલ છે. એમાં ૩૧૭૫૫ માણસની વસ્તી છે. એ તાલુકો ૬ તપાઓમાં વહેંચાયલો છે.

### તપાના નામ.

(૧) ગઢીજ, (૨) ખારૂ, (૩) કોટ્રા અલ્લારખ્યા, (૪) મહર, (૫) ખારહો, (૬) બેલ્લી.

## આ તાલુકામાં નશીરવાહ, ઓચતો, હેઢરી અને સાયાણ ક્રીક છે.

આ તાલુકાનું મુખ્ય શહેર કોટી અલારખ્યા છે. તેમાં મુખત્યારકારનો ઓફીસ. ટપાલ ઓફીસ વગેરે છે.

### એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતા ગામ.

**પીરપઠા**—એ જાણીતું ગામ છે. તેમાં દરવરસે પીરપઠાનો મેળો ભરાય છે.

## કેટીબંદર મહાલ.

**સીમા**—ઉત્તરે ઘોડાબારો તાલુકો પુર્વે **સિંધુ** નદી અને દક્ષિણે તથા પશ્ચિમે **અરબી** સમુદ્ર છે.

આ મહાલ ઠઠ્ઠા સબડિવિઝનમાં છે, એમા ૪ તપા છે. ને વસ્તી ૧૭૮૪ માણસની છે.

### તપાના નામ.

(૧) કેટીબંદર, (૨) ઘોડાબારી (૩) મનોરા (૪) ખીરસર.

## આ મહાલમાં સીયાણ, ઓચતો અને કલંદરી ક્રીક છે.

એમાં કેટીબંદર મુખ્ય શહેર છે. એમાં મહાલકરી રહે છે. એમાં મ્યુનિસિપાલિટી ઇસ્પીતાલ કસ્ટમ ઓફીસ પોલીસ થાણું પોરટ ઓફીસ અને સ્કુલ છે. આ શહેરની બાજુમાં ઓચતો કે હજામરો ક્રીક અરબી સમુદ્રમાં પડે છે.

## આ મહાલમાં આવેલાં બીજાં ગામ

૧ અલીફા એ ઘાસના વેપારના માટે નામીચું છે.

## કોટ્રી તાલુકો

**સીમા**—ઉત્તરે **માંઝીંદા** મહાલ પુર્વે સિંધુનદી, દક્ષિણ ઠઠ્ઠા તાલુકો અને પશ્ચિમે કોહીસ્તાન મહાલ છે.

આ તાલુકો કરાંચી જિલ્લાના કોટ્રી સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૪૦૪૯૫ માણસની વસ્તી છે. એ તાલુકો ૬ તપાઓમાં વહેંચાયલો છે.

## એ તાલુકામાં આવેલાં તપાના નામ.

(૧) ટન્ડાહાફઝશાહા, (૨) ઝરક, (૩) બાલા, (૪) વછેરા, (૫) ખાસાઇ અને (૬) બંધ વેસાહ.

## આ તાલુકામાં સદાબહાર, બગદાદ, સાપાવાહ અને નદી ભારન છે.

એ તાલુકાનું મુખ્ય શહેર કોટ્રી, સિંધુ નદીના કિનારા ઉપર આવેલું છે. ત્યાં રેલ્વેનું મોટું જંકશન છે. ત્યાંથી એક રેલ્વે સિંધુનદી ઉપરનો કર્ઝનબ્રીજ ઓળંગી ગીધુબંદર થઇને હેદ્રાબાદ જાય છે. અને બીજી સિંધુનદીને પશ્ચિમ કિનારે એમને એમ ઉત્તર તરફ રૂક જંકશન સુધી ચાલી જાય છે. આ શહેર ખુશકીના રસ્તાથી માંઝીંદા અને સેવાણ વગેરે સાથે જોડાયલું છે. અને બીજી બાજુથી થાણાબુલાખાન સાથે તથા ત્રીજી

ગમથી કુરાંચી સુધી ઝરક, ઠઠ્ઠા, ધારા, પિપરીને મલીરના રસ્તાથી જોડાયલું છે. વળી કુરાચીની સાથે રેલ્વેના રસ્તાથી પણ જોડાયલું છે.

એ શહેરમાં મુખત્યારકારના ઓફીસ પોસ્ટ ઓફીસ, તાર ઓફીસ એંગ્લોવર્નાકયુલર સ્કુલ વર્નાકયુલર સ્કુલ છે અને છે. કરાંચીઓની સ્કુલ તથા હોસ્પીટલ વગેરે છે કોટ્રી અને ગીધુબંદરની વચ્ચે પુલ થયા પછી એક બીજા સાથે જોડાઇ ગયાં છે. એ શહેરમાં સિંધી દારૂ બનાવવાની સરકારી મોટી ભઠ્ઠી છે જેમાંથી દારૂ આખા સિંધમાં જાય છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

(૧) ઝરક—એ સિંધુનદીના કિનારાપર આવેલું છે ત્યાંથી નદીને સામે પાર જવા માટે હમેશાં નાની આગબોટ રાખવામાં આવે છે. વળી આ શહેર ટેકરી ઉપર આવવાથી ત્યાંની હવા સારી છે માટે ગરમીમાં સાહેબ લોકો ત્યાં જઇને રહે છે.

(૨) ભીંય આ ગામ કોટ્રીની ઉત્તરે સુમારે ૧૧–૧૨ ગાઉને અંતરે છે.

(૩) બુઢાપુર—એ રેલ્વેસ્ટેશનની નજીક છે.

(૪) ઉનડપુર—કોટ્રીની ઉત્તરે ૧૦ ગાઉ ઉપર રેલ્વે સ્ટેશન છે.

## માઝીંદા મહાલ.

સીમા—ઉત્તર સિંધુનદી અને સેવણ તાલુકો પુર્વે સિંધુનદી, દક્ષિણે કોટ્રી તાલુકો અને પશ્ચિમે લક્કીના ડુંગરો છે.

એ મહાલ કરાચી જિલ્લાના કોટ્રી સબડિવિઝન માં આવેલ છે એ મહાલ ૬ તપામા વહેંચાયલો છે. અને વસ્તી ૨૧૮૦૫ માણુસની છે.

## તપાનાં નામ.

(૧) માઝીંહા, (૨) લાખા, (૩) કાછી, (૪) સન, (૫) આમરી અને (૬) લક્કી.

એ તાલુકાનું મુખ્ય શહેર માઝીંહા છે. એ શહેર રેલ્વે સ્ટેશનની નજીક છે. તેમાં મુખ્ત્યારકારના બહલામાં મહાલકરી રહે છે. એમાં પોસ્ટ ઓફીસ તથા નિશાળ છે.

## એ તાલુકામાં આવલાં બીજાં જાણીતાં ગામ.

(૧) આમરી—એ માઝીંહાનો ઉત્તરે ૧૦ ગાઉ અને સેવણુની દક્ષિણે ૧૦ ગાઉ ઉપર રેલ્વે સ્ટેશનની નજીક આવેલું છે.

(૨) લક્કી—એ સિંધુ નદીના પશ્ચિમ કિનારા ઉપર રેલ્વે સ્ટેશન નજીક આવેલું છે.

(૩) ધારાતીર્થ—એ લક્કીથી ૨ માઈલ દુર છે; તેમાં ગરમ પાણીનાં ઝરણુ છે; ત્યાં દર વરસે મહા મહીનામાં શિવરાત્રી ઉપર મોટો મેળો ભરાય છે.

(૪) સન–એ સિંધુનદીના કિનારા ઉપર રેલ્વે સ્ટેશનની પાસે આવેલાં છે. તે માઝીંહાથી ૧૧ માઈલ છેટે છે.

## કોહીસ્તાન મહાલ.

સીમા–ઉત્તરે સેવણુ તાલુકો પુર્વે કોટ્રી, માઝીંહા

અને ઠઠ્ઠાના તાલુકા, દક્ષિણે કુગાચી તાલુકો અને પશ્ચિમે **ખીરથર** પર્વત તથા **કુરાંચી** તાલુકો છે.

આ તાલુકો **કુરાંચી** જિલ્લાના કોટ્રી સબડિવિઝન **માં** આવેલ છે. એમાં **૧૮૪૮૩** માંણસની વસ્તી છે. એમાં તપા મુકરર કરેલા નથી. ત્યાં ફકત **મહાલકરી** રહે છે. જે બધું કામ કરે છે. આ **તાલુકો** ઘણું કરીને વરસાદ પાડવાથીજ આબાદ થાય છે. એમાં મુખ્ય શહેર **થાણાબુલાખાન** છે. તેમાં **મહાલકરીને પોલીસનું** થાણું **સ્કૂલ** અને **હોસ્પતાલ** વગેરે છે. એ તાલુકામાં **હબ બારન** અને **મલીરની** નદીઓ આવલી છે.

## મીરપુર ભઠોરા તાલુકો.

**સીમા**— ઉત્તરે **સિંધુનદી**, પૂર્વે **ગુની** તાલુકો, દક્ષિણે **જાતિ** અને **સુજાવલ** તાલુકો અને પશ્ચિમે **સુજાવલ** તાલુકો તથા સિંધુ નદી છે.

આ તાલુકો **કુરાંચી** જિલ્લાના **શાહબંદર સબડિવિઝનમાં** આવેલ છે. એમાં ૩૮,૯૪૨ માંણુસની વસ્તી છે. એ તાલુકો ૧૨ **તપાઓમાં** વહેંચાયલો છે.

## તપાનાં નામ.

**(૧) આટલશાહ, (૨) બનું, (૩) લાચકપુર, (૪) મંગીલધોગોગો, (૫) ધરો, (૬) અરારો, (૭) મીરપુર ભઠોરો, (૮) જહોક, (૯) જાણેજાણી, (૧૦) ઢામરી, (૧૧) આમરા, (૧૨) મોજરી.**

આ તાલુકામાં **પીંજારી, ગંજબફખર, ફતેવાહ** અને **અહમુદોવાહ** છે.

આ તાલુકામાં **મીરપુર** ભઠોરા મુખ્ય શહેર છે. એ શહેર **ફતે** નામે વહા ઉપર બેલા અને **ટન્ડામહમદ ખાનનો** વચ્ચેના રસ્તા ઉપર છે. એ **સુજાવલની** ઈશાને ૧૩ માઈલ અને **મુગલભીમની** ઉતરે ૨૬ માઈલ દુર આવેલું છે. એ સિવાય **જહોક** અને ખોરવાહ ગામોના પણ **ખુશ્કીના** રસ્તા છે. એમાં **મુખ્ત્યારકારની** ઓફીસ મુસાફરખાનું, જડજની કોર્ટ, **પોલીસનું** થાણું, પોસ્ટ ઓફીસ, **હોસ્પીટલ**, સ્કુલ વગેરે છે, આ શહેરમાં સંઘાડાનું અને રંગનું કામ સારૂં થાય છે.

## એ તાલુકામાં આવેલા જાણીતાં ગામ.

(૧) **જોક**—એમાં દર વરસે સફર માસમાં **શાહાઅ-નાયતઅલી** સુફીનો મેળો ભરાય છે.

(૨) **શાહકપુર**—એમાં દર વરસે **અમીરપીરનો** મેળો ભરાય છે.

(૩) **દરો—મીરપુરની** વાયવ્યે ૮ માઇલ પર **પીંજા** રીવાહ ઉપર છે.

## તાલુકો સુજાવલ.

**સીમા**— ઉત્તરે **મીરપુર** ભઠોરા તાલુકો અને **સિંધુનદી**, પુર્વે મીરપુર ભઠોરા તાલુકો, દક્ષિણે **જાતિ** તાલુકો અને પશ્ચિમે સિંધુ નદી છે.

આ તાલુકો કરાંચી જીલ્લાના શાહબંદર સબડિવિઝનમાં આ-વેલ છે; એમાં ૩૪,૬૫૬ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૨ તપા ઓમાં વહેંચાયલો છે.

## તપાનાં નામ.

(૧) રાંટા. (૨) લધાખો, (૩) મુરાદપુર (૪) પિનિલધો (૫) બેલો, (૬) મીરાનપુર, (૭) સુજાવલ, (૮) ચલ્હર, (૯) મીરઝાંલગારી, (૧૦) ગુલઅહેર (૧૧) ખારીયું અને (૧૨) ચાર.

## આ તાલુકામાં પીંજારી અને મહમુદો વગેરે વાહા છે

એ તાલુકાનું મુખ્ય શહેર સુજાવલ છે. તેમાં મુખત્યારકાર ને પોલીસનું થાણું અને મુસાફરખાનું છે.

## એ તાલુકામાં આવેલાં બીજા જાણીતાં ગામ

(૧) કોટ આલમન. (૨) બેલો, (૩) સુખપુર વગેરે ગામો જાણીતાં છે.

## જાતિ તાલુકો.

સીમા—ઉત્તરે સુજાવલ, મીરપુર, બઠોરા અને ગુની તાલુકા પુર્વે બદીના તાલુકો અને કચ્છનું રણ દક્ષિણે અરબી સમુદ્ર અને પશ્ચિમે શાહબંદર તાલુકો છે.

આ તાલુકો કરાંચી જિલ્લાના શાહબંદર સબડિવિઝનમાં છે. એમાં ૩૫૮૪૭ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૦ તપાઓમાં વહેંચાયલો છે.

## તપાનાં નામ.

(૧) મનારકી, (૨) બહાદીપુર, (૩) મરહોબુલાખાન, [૪] કોઠી, (૫) ડાજો, (૬) ટંગો, (૭) શીરબંદા, ૮) મુગલભીમ. (૯) શાહકપુર અને (૧૦) મુલાન.

આ તાલુકાસા ગુંગડો, ગાદ્દાબ, શેહુરખાન, સિંધ અને મીરઝાંવાહ્ના છે.

એ તાલુકાનુ મુખ્ય શહેર જાતિ છે. એમાં નિશાળ, પોલીસનું થાણું અને પોસ્ટ ઓફીસ છે. એ શહેરમાં ઉનના કામગ્રા સારા થાય છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં મોટા ગામ.

(૧) મુગલભીમ—એ શહેરમાં દરવરસે ફાગણ મહિનામાં શાહ મુગલભીમનો મોટો મેળો ભરાય છે.

આ શહેર ગુંગડા નામની નહેર ઉપર છે. એની દક્ષિણે સુમારે ૧ ગાઉ દૂર એક મોટો બંધ બાંધેલો છે. મીરપુર બઠોરાથી ૨૬ માઇલ અને શાહબંદરથી ૩૦ માઇલ નૈઋત્યે તથા બેલાના ગામથી ૩૩ માઇલ વાવ્ય કોણ એ આવેલું છે આ બધાં ખુશ્કીના માર્ગથી સાથે જોડાયલાં છે. સિંધમાથી કચ્છ તરફ જવાના રસ્તા ઉપર લખપતથી ૪૮ માઇલ દૂર એ શહેર છે. લખપતથી સુમારે ૬ માઇલ ઉપર આવેલા નારાયણસરની જાત્રા માટે જનારા હજારો તીર્થવાસાઓ આ રસ્તે થઇને જાય છે. એમ કહેવાય છે. કે મુગલ અને ભીમ નામના બાપ દીકરાના મરણથી જગ્યાની યાદગીરિ માટે એ શહેરનું નામ મુગલભીમ પડ્યું છે એ શહેરમાં જાતીનો મુખ્ત્યારકાર રહે છે. તેમાં પોલીસનું થાણું, પોસ્ટ ઓફીસ અને નિશાળ વગેરે છે.

## શાહબંદર તાલુકો.

સીમા—ઉ-તરે સિંધુનદી અને જાતિ તાલુકો, પુર્વે જાતિ તાલુકો, દક્ષિણે અરબી સમુદ્ર અને પશ્ચિમે સિંધુનદી છે.

આ તાલુકો **કરાંચી** જિલ્લાના **શાહબંદર** સબડિવિ **ઝનમાં** આવેલો છે. એમાં ૩૨,૭૨૩ માણસની **વસ્તી** છે. એમાં કોરી, **પીંજારી, માલ્લ** અને મુહાણીના ફાટાઓ આવેલા છે. **કચ્છ** અને **સિંધની** વચમાં કોરી, એ કુદરતિ **સીમાડારૂપે** આવી ગઈ છે. એ તાલુકો ૧૦ **તપાઓમાં** વહેંચાયલાં છે.

## તપાના નામ

**(૧) બાબીહા, (૨) ભાગાણા, (૩) બુચધઝગીયજો (૪) શાહાબંદર, (૫) મગસી (૬) ગુંગાણી (૭) ચુહરજમાલો, (૮) જુંગોજાભાણી. (૯) લાડીયું અને (૧૦) છછજાનખાન.**

## એ તાલુકામાં કોરી, પીજારી, મલ્હ ને મુટની ફાટ છે.

એ તાલુકાનું મુખ્ય શહેર **શાહાબંદર** છે. શાહાબંદર એટલે શાહનું બંદર. એ નામ પાડવાનું કારણ એ છે કે ત્યાં મીરોનાં ૧૫ વહાણ રહેતાં હતાં એ શહેરમાં નિશાળ ને ટપાલ ઓફીસ છે. અગાઉ ત્યાં મુખત્યારકારી અને પોલીસનું થાણુ રહેતું હતું પણ હાલમાં ત્યાંથી કાઢી નાખી **લાડીમાં** રાખવામાં આવ્યું છે.

## એ તાલુકામાં આવેલાં બીજા જાણીતાં ગામ

(૧) **લાડી**—એમાં દર વરસે ચૈત્ર મહીનામાં **શાહયકીકનો** મેળો ભરાય છે.

(૨) ચહુરજમાલી- એ પણ જાણીતું ગામ છે.

## હૈદ્રાબાદ જિલ્લો.

**સીમા**—ઉતરે **નવાબશાહ** જિલ્લો, પૂર્વે **નવાબશાહ** અને થરપારકર જિલ્લો, દક્ષિણે **કચ્છનું** રણ અને પશ્ચિમે **સિંધુનદી** છે.

એ જિલ્લાની વસ્તી ૬,૧૨,૦૩૯ માણસની છે. એમાં ઘણી નહેરો હોવાથી પાક સારો થાય છે. તેમાં મુખ્ય બાજરીની પેદાસ છે. ખરીફ પાકમાં ડાંગર, જુવાર, બાજરી અને રૂ તથા રવી પાકમાં ઘઉં, કઠોળ અને તમાકુ વગેરે થાય છે. એ જિલ્લાનો કેટલાક ભાગ સપાટ છે; તેમાં ખારી ઉજડ જમીન છે. એક મોટું જંગલ પણ આ જિલ્લામાં છે. તેનાં લાકડા તથા કોયલા બહાર મોકલવામાં આવે છે, કારીગરીને માટે આખા સિંધમા હૈદ્રાબાદ જીલ્લો બહુ પ્રખ્યાત છે. એની શેતરંજીઓ, રેશમી અને સુતરાઉ કાપડ, મીનાકારીના માટીનાં વાસણ કે જેને કાસીના વાસણ કહે છે તે, સંઘાડે ઉતારેલી લાકડાની રંગબેરંગી ડાબલીઓ, હીર અને કસબનું ભરત કામ તથા ચામડાની વસ્તુઓ બહુ વખણાય છે.

આ જિલ્લાનો **રેવન્યુ** અમલદાર કે **ડિસ્ટ્રીક માજી-સ્ટ્રેટ કલેકટર** સાહેબ છે. તેના તાબામાં **સબડિવિઝનોને** માટે **આસિસ્ટન્ટ** કલેકટરો કે **ડેપ્યુટી** કલેકટરો અને એક **હજુર** ડેપ્યુટી કલેકટર ખજાનાને માટે રહે છે. **ડેપ્યુટી** કલેકટરોના તાબામાં તાલુકાની દેખરેખ રાખવા માટે ૭ **મુખત્યારકારો** રાખવામાં આવેલાં છે.

આ જિલ્લાના ૨ સબડિવિઝન પાડેલા છે અને તેમાં બધા મળીને ૭ તાલુકા છે.

## એ જિલ્લાના સબડિવિઝનનાં નામ

(૧) હાલા સબડિવિઝન (૨) ટન્ડા સબડિવિઝન.

## હાલા સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ.

[૧] હૈદ્રાબાદ, [૨] ટન્ડા અલ્લાયાર અને [૩] હાલા

## ટન્ડા સબડિવિઝનમાં આવેલા તાલુકાના નામ.

[૧] ગુની, [૨] બદીના, [૩] ટન્ડાબાગા, [૪] દેરા મોહબદ.

## હૈદ્રબાદ તાલુકો.

**સીમા**—ઉત્તરે હાલા તાલુકો, પુર્વે ટન્ડા અલ્લાયાર અને ડેરામહોબતના તાલુકો, દક્ષિણે ગુની તાલુકો અને પશ્ચિમે સિંધુ નદી છે.

આ તાલુકો હૈદ્રાબાદ જિલ્લાના હાલા સબડિવિઝનમાં આવેલ છે; એમાં ૧૪૮૪૫૭ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૫ તપાઓમાં વહેંચાયલો છે.

આ તાલુકામાં **કુલેલીફાટ, અમામ, ઓખર, ધાધરો** અને **સરફરાઝ** વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર હૈદ્રાબાદ છે. એ સિંધુ નદીથી ૩ માઇલ દુર પુર્વે કાંઠે આવેલું છે. મીરોના વખતમાં એ રાજ્યગાદીનું શહેર હતું; તેમાં ગુલામશાહ કલ્હોરાએ ઇ. સ. ૧૭૭૮ માં બંધાવેલો મોટો પ્રખ્યાત કિલ્લો છે. તેની અંદર ઇગ્રેજ સરકારે એક મોટું તળાવ બધાવ્યું છે, સિંધુ નદીમાંથી

ગીદુબંદર થઇને વરાળયંત્રની મદદથી એ તળાવમાં નળવાટે પાણી આવે છે. અને ત્યાંથી નળવાટે આખા હૈદ્રાબાદ શહેરમ પાણી પુરૂં પડવામાં આવે છે એ કિલ્લાથી મારકીટ સુધી સીધી અને સાંકડી બજાર છે. સેન્ટ્રલ જેલ, મીરલોકોના કબ્રસ્તાનની જગાઓ શિક્ષકોને તૈયાર કરવાની મેલટ્રેનિગ કોલેજ અને ફિમેલ ટ્રેનીગ કાલેજ, એગ્રિકલ્ચર સ્કુલ, અને ડાકટરનું કામ શીખવાની મેડિકલ સ્કુલ. હાઇસ્કુલ, સિવિલ-હાસ્પટલ વગેરે જોવાલાયક જગાઓ ઘણી છે. હૈદ્રાબાદ એ રેલ્વેનું મોટું જંકશન છે. ત્યાંથી રેલ્વેનો એક ફાંટો કેટ્રી થઇને કરાંચી તરફ બીજો ફાંટો રોરી થઇને પંજાબ તરફ અને ત્રીજો ફાંટો મારવાડ થઇને મુંબઇ તરફ જાય છે મારવાડ તરફ જનારી આગગાડી નાના પાટા ઉપર ચાલે છે. અને તેનું કદ નોર્થવેસ્ટર્ન રેલ્વે કરતાં નાનું છે. આગળ કરાંચીથી હૈદ્રાબાદ જનારા માણસો કોટ્રીથી સિંધુ નદીમાં ચાલતી આગબોટમાં બેસી હૈદ્રાબાદથી ૩ માઇલ દુર આવેલા ગીધુબંદરે ઉતરતાં અને ત્યાંથી ખુશ્કી રસ્તે હૈદ્રાબાદ તરફ જતાં. પણ હાલમાં કોટ્રી અને ગિધુબંદર વચ્ચે સિંધુ નદી ઉપર કર્ઝનબ્રીજ નામે પુલ બાંધેલો હોવાથી તેની ઉપર રેલ્વે તથા માણસો વગેરે સહેલથી આવજા કરી શકે છે.

ગીધુ બંદરપર વરશમાં ચાર મેળા ભરાય છે તેમાં એક ચૈત્ર સુદિ બીજનો જેને ચેટોચંદનો મેળો કહે છે તે અને બીજો મહા વદિ ૧૪ નો જેને શિવરાત્રીનો મેળો કહે છે તે બે મુખ્ય છે. ગીધુબંદરમાં દીવાનાઓની હોસ્પિટલ છે. સિંધુ નદીમાં પલ્લા નામે માછલાં બહુ થાય છે. ઘણા મચ્છીમારો મોટાં માટલાંપર બેસી નદીમાં એ માછલાં પકડવા જાય છે.

હૈદ્રાબાદ શહેર ટેકરી ઉપર આવેલું છે તેની પાસેની ટેકરીઓને ગંજોટફર કહે છે તેમાં **પીળી** માટીની ખાણો છે. એ ખાણોને **મેટની** ખાણો કહે છે. માણસો માથે ન્હાવામાં તથા લુગડાં ધોવાના ઉપયોગમાં એ મેટ વાવરે છે. હૈદ્રાબાદથી સુમાર ૧૦ ગાઉ દુર **બરકીનું** ગામ છે. ત્યાં દરવરસે મોટો મેળો ભરાય છે. હિંદુઓ તેને શેખ બરકીના બદલામાં રાજા વીરનો મેળો કહે છે. હૈદ્રાબાદથી ૬ માઇલ ઉત્તરે **મિયાણી** અને દબાનાં ગામ છે, ત્યાં આગળ ઈ. સ. ૧૮૪૩ માં **ઇંગ્રેજો** અને **મીરોની** વચ્ચે જબરાં યુદ્ધ થયાં હતાં જેમાં ઇંગ્રેજોએ વિજય મેળવ્યા પછી સિંધ તેમના કબજામાં આવ્યું છે.

## એ તાલુકામાં આવેલાં બીજા જાણીતાં ગામ.

(૧) **હુસરી**—એ હૈદ્રાબાદની અગ્નિકોણે ૩ ગાઉ દુર છે.

(૨) **ટન્ડોજામ**—એ હૈદ્રાબાદથી ૮ માઇલ દુર રેલ્વેના રસ્તા ઉપર રેલ્વે સ્ટેશન નજીક છે. એ ગામ **જામખાન** ટાલપુરે વસાવ્યું હતું તેથી એને **જામનો** ટન્ડો કહે છે.

(૩) **ટન્ડાકેશર**—આ ગામ **હૈદ્રાબાદની** નૈઋત્ય કોણે સુમારે ૯ માઇલ દુર આવેલું છે.

(૪) **ટન્ડાફઝલ**—એ હૈદ્રાબાદથી ૭ ગાઉ દુર છે.

(૫) **ટન્ડાહૈદર**—એ હૈદ્રાબાદથી ૩ માઇલ દુર છે.

## ટન્ડા અલ્લાયાર તાલુકો.

**સીમા**—ઉત્તરે **શાહેદાદપુર** તાલુકો, પુર્વે **મીરપુર-ખાસ** તાલુકો, દક્ષિણે **દેરામહોબત** તાલુકો અને પશ્ચિમે **હેદ્રાબાદ** અને **હાલા** તાલુકા છે.

આ તાલુકો **હેદ્રાબાદ** જિલ્લાના **હાલા** સબડિવિઝનમાં આવેલ છે. એમાં ૬૬,૪૭૯ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૫ તપાઓમાં વહેંચાયલો છે.

### એ તાલુકામાં સરફરાઝ નસીર અને ગેલુ વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર **ટન્ડાઅલ્લાયર** છે. એ **મીર ફતેહખાન** ટાલપુરના દીકરા **મીર અલ્લાયારે** વસાવ્યું હતું, ને ઉપર થી તેનું એ નામ પડયું છે. એ શહેર **હેદ્રાબાદ**ની પુર્વે ૨૪ માઈલ દુર રેલવેના રસ્તા ઉપર રેલ્વે સ્ટેશનની નજદીક છે. **હાલાની** અગ્નિકોણે ૬૨ માઇલ દુર એ શહેર છે. **હેદ્રાબાદ, મીરપુરખાસ, હાલા ટન્ડાઆદમ, નસરપુર ગોરચાણી** અને **ખોખર** વગેરે ગામો જોડે પણ ખુશ્કીના રસ્તાથી એ જોડ ચલું છે. એ શહેરમાં **મુખત્યારકારની ઓફીસ, પોસ્ટ** અને **તાર એ.ફીસ મુસાફરખાનું** અને **સ્કુલ** વગેરે મુખ્ય છે. ખાંડ, હાથી, દાંત, અનાજ, કપાસ, તલ અને ઘીનો મુખ્ય વેપાર એ શહેરમાં ચાલે છે.

### એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ

(૧) **બુકેરા**—એ ગામ **ટન્ડા અલ્લાયાર**થી ૬ માઇલ દુર આવેલું છે. ત્યાં **પીરોની** ઘણી કબરો હોવાથી દરવરસે મેળો ભરાય છે, ઉદેરાલાલ અહીં પ્રગટ થયા હતા.

(૨) **ખોખર**—એ ગામ હાલાની અગ્નિકોણે ૧૦ ગાઉ દુર છે. એ ગામ **બહાદુરખાન ખોખરે** વસાવેલું હોવાથી તેનું એ નામ પડયું છે.

(૩) **નસરપુર**—એ ગામ ટન્ડા અલાયારની વાયવ્ય કોણે ૪ ગાઉ દુર છે. એમાં ગરમ **શેત્રંજીઓ, સુસીઓ નાડાં, ચાદરો** વગેરે વણકરનું કામ સારૂ થાય છે. અને માટીનાં મીનાકારીનાં વાસણ પણ સારાં બને છે. ત્યાં **મહમદશાહનો** મેળો ભરાય છે.

## હાલા તાલુકો.

**સીમા**-ઉતરે **સકરંડ** તાલુકો, પુર્વે **શાહદાદપુર** અને **અલાયાર** તાલુકો, દક્ષિણે **હૈદ્રાબાદ** તાલુકો અને પશ્ચિમે **સિંધુ** નદી છે.

આ તાલુકો **હૈદ્રાબાદ** જીલ્લાના **હાલા** સબડિવિઝનમાં આવેલો છે એમાં ૧,૦૫,૩૫૭ માણસની વસ્તી છે એ તાલુકો ૧૭ તપાઓમાં વહેંચાયલો છે એમાં **પાપડખાર** ઘણો થાય છે.

એ તાલુકામા **મારખ, સાંઘડો કલ્યાણ ગેલુ નસીર** અને **સરફરાઝ** વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર **નવાહાલા** છે, એમાં માટીનું **મીનાકારી** કામ, લાકડનું કામ જેને **હાલા** પાટ્ટી કરીને કહે છે તે, **સુસીઓ** અને રંગબેરંગી **ચાદરો** વગેરે સારાં થાય છે. એ શહેરમાં મુખત્યારકારી **જડજની કોર્ટ, પોસ્ટ** અને **તારઓફીસ, સ્કુલ, પોલીસનું થાણું,**

હોસ્પીટલ વગેરે છે. ઘોટાણુા શાહેહાદપુર અને ટન્ડા આદમ સાથે ખુશ્કીના રસ્તાથી એ જોડાયલું છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

(૧) જુનાહાલા.

(૨) ખનોટ—એમાં હાથીઓના ગંજ, અને હિંડોળા ખાટ વગેરે બને છે.

(૩) જુહેની—એ ગામ રેલ્વે સ્ટેશનની નજદીક આવેલું છે. એમાં દરવરસે આસો અને ચૈત્રશુદી બીજને દિવસે ઉદેરાલાલને મોટો મેળો ભરાય છે એ મેળામાં લાખો માણુસો આવે છે અને લાખો રૂપીયાનો માલ વેચાય છે.

(૪) ખુદાબાદ, (૫) અજનશાહા, (૬) બટ શાહા, (૭) ઘોટાણુા, (૮) મટિયારી, (૯) ખોખર બંડો. (૧૦) સેઅટિ.

## ગુની તાલુકો.

સીમા—ઉતરે હૈદ્રાબાદ તાલુકો, પુર્વે બદીના અને ડેરામોબતના તાલુકા, દક્ષિણે જાતિ તાલુકો અને પશ્ચિમે મીરપુર બઠોરા તથા સિંધુ નદી છે.

આ તાલુકો હૈદ્રાબાદ જિલ્લાના ટન્ડા, સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૯૧,૩૬૬ માણસની વસ્તી છે, એ તાલુકો ૨૫ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં ગુની, ગાજા, અલીબાર, હશનઅલી, ખેરવાહા અને મુલચંદ વાહા છે

એ તાલુકાનું મુખ્ય શહેર ટન્ડામહમદખાનના છે. એ શહેર મીર મહમદખાન ટાલપુરે વસાવ્યું છે. તેથી એનું એ નામ પડયું છે. એ શહેર હેદ્રાબાદનો દક્ષિણે સુમારે ૨૧ માઈલ દુર છે, એમાં મુખત્યારકારી, જડજની કોર્ટ, હોસ્પીટલ, પોસ્ટ ઓફીસ, સ્કુલ અને પોલીસનું થાણું છે. એ શહેરમાં બગીચા ઘણા છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

(૧) કુંત્યાર, (૨) ખોરવાહ, એમાં સફેદ ચોખા સારા થાય છે.

(૩) સૈયદપુર, (૪) બુલ્લરી એમાં દર વરસે શાહ કરીમનો મેળો ભરાય છે.

## બદીનાં તાલુકો.

**સીમા**—ટન્ડાબાગા તાલુકો, પુર્વે દીપલા અને ટન્ડાબાગાના તાલુકો, દક્ષિણે કચ્છનું રણ અને પશ્ચિમે ગુનો તાલુકો છે.

આ તાલુકો હેદ્રાબાદ જિલ્લાના ટન્ડા સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૮૩૬૮૫ માણસની વસ્તી છે. એ તાલુકો ૨૪ તપામાં વહેંચાયલો છે.

એ તાલુકામાં ગુનો, મોર અને નુર વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર ''દીના છ એ હૈદરાબાદથી ૬૨, અને ટન્ડામહમદખાનથી ૪૧ માઈલ દુર છે એમાં મુખત્યારકારની ઓફીસ, પોલીસનું થાણું, પોસ્ટ ઓફીસ, અને સ્કુલ વગેરે છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

[૧] તલ્હાર [૨] નધો શહેર.

## ટન્ડાબાગા તાલુકો.

**સીમા**—ઉતરે ડેરા મેહબત તાલુકો પુર્વે ઉમરકોટ અને દીપલાના તાલુકા અને દક્ષિણે તથા પશ્ચિમે બદીના તાલુકા છે.

આ તાલુકો હૈદરાબાદ જિલ્લાના ટન્ડા સબડિવિઝનમાં આવેલ છ. એમાં ૬૬૬૭૮ માનુસનો વસ્તી છે. એ તાલુકો ૧૭ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં ગુનો, ગુલચંદ, નંસીર, માણેક સાધી અને અલ્લાબારકારો વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર ટન્ડાબાગા છે. એ બાગાખાન ટાલપુરે વસાવ્યું હતું. એ શહેરમાં મુખત્યારકારો પોસ્ટ ઓફીસ, પોલીસનું થાણું, સ્કુલ અને મુસાફરખાનું વગેરે છે. ટન્ડામહમદખાન, હૈદરાબાદ, ખેરપુર, બદીના, અને ટન્ડા વગેરે શહેરોના સાથે એ શહેર ખુશકીના રસ્તાથી જોડાયલું છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

[૧] રાંજુખાનાણી.

## દોર મોબત તાલુકો.

**સીમા**— ઉત્તરે ટન્ડો અલ્લાયાર અને મીરપુર ખાસના તાલુકા, પુર્વે જેમ્સઆબાદ તાલુકો દક્ષિણે ટન્ડોબાગો તાલુકો અને પશ્ચિમે ગુની અને હૈદ્રાબાદ તાલુકા છે.

આ તાલુકો હૈદ્રાબાદ જિલ્લાના ટન્ડો સબડિવિઝનમાં આવેલ છે. એમાં ૪૯,૦૮૭ માણુસની વસ્તી છે. એ તાલુકો ૧૬ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં ગુની, ઇમામ, બાગીર, મુલ્લચંદ પીર અને અલીબર વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર માનડી છે. એમાં મુખત્યારકારી પોસ્ટ ઓફીસ, સ્કુલ અને પોલીસનું થાણું છે.

(૧) ટન્ડો ગુલામઅલી—એ ગામ મહમદખાનની પુર્વે ૨૦ માઈલ દુર છે. એમાં પોસ્ટ ઓફીસ છે.

## નવાબશાહ જિલ્લો.

**સીમા**—ઉત્તરે લાડકાણા જિલ્લો અને ખેરપુર સંસ્થાન પુર્વે ખેરપુરસંસ્થાન અને થરપારકર જિલ્લો, દક્ષિણે થરપારકર જિલ્લો અને હૈદ્રાબાદ જિલ્લો અને પશ્ચિમે સિંધુ નદી છે.

એ જિલ્લાની વસ્તી ૬,૪૮,૪૭૮ માણુસની છે. એમાં નસરત, નવલખી, ડેરમરો, અને દાદ વગેરે મોટી નહેરો હોવાથી પાક સારો થાય છે. ખરીફ પાકમાં ડાંગર, બાજરી, જુવાર, તેલીયાં બીયાં અને રૂ તથા રવી પાકમાં ઘઉં, કઠોળ

અને તંબાકુ વગેરે થાય છે. આ જીલ્લો પણ કારીગરી અને પેદાશને માટે પ્રખ્યાત છે.

એ જિલ્લાનો રેવન્યુ અમલદાર કે ડિસ્ટ્રિક્ટ માજી-સ્ટ્રેટ કલેકટર સાહેબ છે તેમના તાબામાં સબડિવિઝનોને માટે ૨ આસિસ્ટંટ કલેકટરો કે ડેપ્યુટી કલેકટરો અને ૧ હજુર ડેપ્યુટી કલેકટર ખજાનાને માટે રહે છે. ડેપ્યુટી કલેકટરોના તાબામાં તાલુકાની દેખરેખ રાખવા માટે ૯ મુખત્યારકારો રાખવામાં આવેલા છે.

## એ જિલ્લાના સબડિવિઝનનાં નામ.

(૧) નોશેરા સબડિવિઝન, (૨) નસરત સબડિવિઝન

## નોશેરા સબડિવિઝનનાં તાલુકા

(૧) કંડિઆરો, (૨) નોશેરો ફ્રઇરોઝ, (૩) મોરો, (૪) સકરંદ.

## નસરત સબડિવિઝનના તાલુકા

(૧) નસરત, (૨) શાહદાદપુર (૩) સંજોરો

## કંડિઆરા તાલુકો.

**સીમા**—ઉત્તરે અને પુર્વે ખેરપુર સંસ્થાન, દક્ષિણે નોશેરો ફ્રઇરોઝ તાલુકો અને પશ્ચિમે સિંધુ નદી છે.

આ તાલુકો હૈદ્રાબાદ જિલ્લાના નોશેરો સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૬૫,૦૭૫ માણસની વસ્તી છે એ તાલુકો ૧૨ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં નસરત વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર કંડીઆરો છે. એમાં મુખત્યારકારી. પોસ્ટ ઓફીસ, હુન્નરીશાળા અને મુસાફરખાનું વગેરે છે. એમાં સાદા દેશી કાગળ બને છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ

(૧) [illegible], (૨) ખાનવહાણ, (૩) મહરાબપુર અને (૪) મહમદપુર જતોઈ.

## નોશેરો ફીરોઝ તાલુકો.

સીમા—ઉત્તરે કંડીઆરો તાલુકો, પુર્વે ખેરપુર સંસ્થાન, દક્ષિણે મોરો તાલુકો અને પશ્ચિમે સિંધુ નદી છે.

આ તાલુકો નવાબશાહ જિલ્લાના નોશેરા સબડિવિઝનમાં આવેલ છે. એમાં ૧,૦૧,૩૧૪ માણસની વસ્તી છે એ તાલુકો ૨૦ તપાઓમાં વહેંચાયલો છે

એ તાલુકામાં નસરત, નવલખી, બાંગ, ફેરોઝ અને ધાધ વગેરે વાહ છે.

એ તાલુકાનું મુખ્ય શહેર નોશેરોફેરોઝ છે. એ રેલ્વેનું સ્ટેશન છે. ત્યાંથી મોરા, કુંભ, મહીઆણી અને પદઈદન તરફ પગરસ્તે જવાય છે. એ શહેરમાં મુખત્યારકારી સબોર્ડિનેટ જડજની કોર્ટ, પોસ્ટ ઓફીસ અને પોલીસનું થાણું વગેરે છે. એમાં રંગબેરંગી રાંહલીઓ અને ગરમ શેતરંજીઓ બને છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતા ગામ.

(૧) [illegible], (૨) [illegible], (૩) દરબેલો, ( ) ખાહીરાહુ, (૫) મિઠિઆણી, (૬ [illegible], (૭) બાગોડેરો, (૮) પડઈદન એ એક મોટું રેલ્વે સ્ટેશન છે.

## મોરો તાલુકો.

**સીમા**—ઉત્તરે નોશેરા, ફીરોઝ તાલુકો, પુર્વે ખેરપુર સંસ્થાન અને સકરંદ તાલુકો, દક્ષિણે સકરંદ તાલુકો અને પશ્ચિમે સિંધુ નદી છે.

આ તાલુકો નવાબશાહ જિલ્લાના નોશેરા સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૬૧,૦૯૨ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૨ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં **ધાધ, મુરાદ** અને **પેરોઝ** વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર **મોરો** છે. એ નોશેરા ફીરોઝથી નૈઋત્યકોણે ૧૫ માઇલ દુર આવેલું છે. એમાં સિંધી કાપડ સારૂં બને છે. એ શહેરમાં મુખત્યારકારી, સ્કુલ, પોલીસનું થાણું, પોસ્ટ ઓફીસ અને મુસાફરખાનું વગેરે છે.

**એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.**

[૧] દરસ, [૨] દોલતપુર, [૩] દેપારની, [૪] તોદ અને [૫] ખેરદેસ.

## સકરંદ તાલુકો.

**સીમા**—ઉત્તરે મોરો તાલુકો, પુર્વે ખેરપુર સંસ્થાન, દક્ષિણે શાહદાદપુર અને હાલા તાલુકા અને પશ્ચિમે સિંધુ નદી છે.

આ તાલુકો નવાબશાહ જિલ્લાના નોશેરા સબ-

ડિવિઝનમાં આવેલો છે. એમાં ૫૬,૭૫૯ માણસની વસ્તી છે. એ તાલુકો ૨૪ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં મારુખ, મુબારખ, રેન હુરબરી અજીબર અને સહારંગ વગેરે વાહ્ા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર સકરંદ છે. એમા મુખત્યારકારી, સ્કુલ, પોસ્ટ ઓફીસ, હોસ્પીટલ અનેપોલીસનું થાણું છે. ત્યાંથી નવાબશાહ્ા અને મહેરાબપુર તરફ પગ રસ્તે જવાય છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ

(૧) શાહપુર એમાં એ ગામનો મહાલકરી રહે છે.

(૨) મહરાબપુર એ ગામ આગળ સિંધુ નદીને સામે પાર જવા માટે હોડીએ રાખવામાં આવે છે.

## શહેદાદપુર તાલુકો

**સીમા**--ઉ-તરે સકરંદ તાલુકો, પુર્વે સાંઘડ તાલુકો દક્ષિણે ટન્ડાઅલાયાર તાલુકો અને પશ્ચિમે હાલા તાલુકો છે.

આ તાલુકો નવાબશાહ જિલ્લાના નસરત સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૮૩,૩૯૪ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૯ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં મારખ, સાંઘડો, જામ વગેરે વાહ છે.

એ તાલુકાનું મુખ્ય શહેર શાહેદાદપુર છે. તે મીર શાહેદાદે વસાવ્યું હતું. એ જામ વાહ ઉપર રેલ્વે સ્ટેશનની નજદીક છે. અહમદશાહ, હાલા, સૈયદઆબાદ,

સકરંદ, જોહી, નવીશાહ, અને ટન્ડાઆદમ સાથે ખુશ્કીના રસ્તાથી એ જોડાયલું છે. એમા મુખત્યારકારી, પોસ્ટ આફીસ, મુસાફરખાનું, સ્કુલ અને પોલીસનું થાણું છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

( ૧ ) બ્રાહ્મણાબાદ—એ શહેદાદપુરથી ૮ માઇલ દુર પ્રાચીન સમયનું નાશ થઇ ગયેલું ગામ છે.

( ૨ ) બાકરનઝામાણી—એમાં તંબાકુ સારો થાય છે.

( ૩ ) ખદરો—એ ગામ શાહેદાદપુરથી ૧૪ માઇલ દુર છે.

( ૪ ) બેરાની—એ ગામ શાહેદાદપુરથી ૧૦ માઇલ દુર છે.

( ૫ ) ટન્ડા આદમ—આ મોટું વેપારનું મથક છે. તેમાં રેસીડેન્ટ માજીસ્ટ્રેટની કોરટ તથા મ્યુનીસીપાલીટી છે.

## નસરત તાલુકો.

સીમા—ઉતર ખૈરપુર સંસ્થાન, અને મોરા તાલુકો, પુર્વે ખૈરપુર સંસ્થાન, દક્ષિણે સહેદાપુર અને સંજોરો એ તાલુકા અને પશ્ચિમે સકરંદ તાલુકો છે.

આ નવો તાલુકો સકરંદ અને મોરાના તાલુકાઓમાથી થોડો ભાગ લઇને બનાવેલો છે. એ નવાબશાહ જિલ્લાના નસરત સબડિવિઝનમાં આવેલો છે. એમા ૧૭ તપા છે વસ્તી ૩૫,૯૮૧ માણસની છે.

આ તાલુકામાં નસરત મુખ્ય વાહા છે. જેથી આ તાલુકાનું નામ નસરત પાડેલ છે. આ તાલુકામાં નવાબશાહ મુખ્ય શહેર છે. એ રેલ્વે સ્ટેશન છે. એમાં કલેકટરી અને મુખત્યારકારની ઓફીસ અને પોલીસનું થાણું છે. જડજ અને રેસીડન્ટ માજીસ્ત્રેટની કોરટો છે.

**એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.**

[ ૧ ] બુચેરી, [ ૨ ] ઠાઉર અને [ ૩ ] બાંઢી એ રેલ્વે સ્ટેશન છે.

## સંજોરો તાલુકો.

**સીમા**—ઉતરે નસરત, પુર્વે સાંઘડ, દક્ષિણે મીરપુરખાસ ને ટન્ડા અલાયાર અને પશ્ચિમે શાહદાદપુર તાલુકો છે.

એ તાલુકો નવાબશાહ જિલ્લાના નસરત સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૪૫,૧૬૩ માણસની વસ્તી છે. એ ૨૦ તપાઓમાં વહેંચાયલો છે. એ તાલુકામાં જમરાઉ અને શાહુ વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર સંજોરો છે. તેમાં માહમલતદારની કચેરી, પોસ્ટ ઓફીસ, પોલીસનું થાણું અને સ્કુલ છે.

## લાડકાણા જિલ્લો.

**સીમા**—ઉતરે-ઉતર સરહદ જિલ્લો, પુર્વે સખ્ખર જિલ્લો, ખેરપુર સંસ્થાન તથા હેદ્રાબાદ જિલ્લો, દક્ષિણે કરાચી જિલ્લો અને પશ્ચિમે હાલા પર્વત અને ખીરથરના પહાડો છે.

એ જિલ્લાની વસ્તી ૬,૬૦,૮૭૯ માણુસની છે. એમાં ગળી, અનાજ અને સફેદ ચોખા બહુ થાય છે. એ જિલ્લાના ચોખા બહુ વખણાય છે. એ જિલ્લામાં ખીરથર અને લક્કીના પહાડો આવેલા છે. તેમાં ઉંના પાણીનું ઝરણ છે. મંછર નામે મોટું સરોવર અને સિંધુ નદીની નહેરો તથા પશ્ચિમ નાળું આ જિલ્લામાં વહે છે. એ જિલ્લાની આબોહવા ગરમ અને ખુશ્ક છે, ઉનાળામા ગરમી ઘણી પડે છે. તેમજ શિયાળામાં ઠંડી ઘણી પડે છે.

આ જિલ્લાનો મોટો રેવન્યુ અમલદાર કે ડિસ્ટ્રિક્ટ માજિસ્ત્રેટ કલેક્ટર સાહેબ છે. તેના તાબામાં સબ ડિવિઝનોને માટે ૩ આસિસ્ટંટ કલેક્ટર કે ડેપ્યુટી કલેક્ટરો અને એક હજુર ડેપ્યુટી કલેક્ટર ખજાનાને માટે રહે છે. ડેપ્યુટી કલેક્ટરોના તાબામાં તાલુકાઓની દેખરેખ રાખવા માટે ૧૧ મુખત્યારકારો રાખવામાં આવેલા છે.

આ જિલ્લાના ૪ સબડિવિઝન પાડેલા છે. અને તેમાં બધા મળીને ૧૧ તાલુકા છે.

## એ જિલ્લાના સબડિવિઝનનાં નામ

(૧) લાડકાણા સબડિવિઝન (૨) રતોડેરો સબડિવિઝન (૩) મેહર સબડિવિઝન અને (૪) સેવાણ સબડિવિઝન.

## લાડકાણા સબડિવિઝનમા આવેલાં તાલુકનાં નામ.

[૧] લાડકાણા, [૨] લબદરોઆ [૩] કુંબર.

## રતોદેરો સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ

[૧] રતોદેરો, [૨] મીરોખાન.

## મેહર સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ

[૧] મેહર, [૨] નસીરાબાદ [૩] કકર.

## સેવણ સબડિવિઝનમાં આવેલાં તાલુકાનાં નામ

[૧] દાદુ, [૨] જોહી અને [૩] સેવણ.

## લાડકાણા તાલુકો

**સીમા**—ઉત્તરે રતોદેરો તાલુકો પુર્વે સિંધુનદી દક્ષિણે લબદરોઆ તાલુકો અને પશ્ચિમે કુંબર તાલુકો છે.

આ તાલુકો લાડકાણા જિલ્લાના લાડકાણા સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૧,૦૦૭૯૮ માણસની વસ્તી છે. એ તાલુકો ૨૭ **તપાઓમાં** વહેંચાયલો છે. એ તાલુકામાં **પશ્ચિમનાળો**, ઘાર, **જોરંગ** વગેરે ઘણી નહેરો આવેલી છે તેથી બહુ આબાદ છે.

એ તાલુકાનું મુખ્ય શેહેર લાડકાણા છે. એમાં જિલ્લાનો કલેકટર, હજુર ડેપ્યુટી કલેકટર, પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ, મુખત્યાકાર, સબોર્ડિનેટ જડજ વગેરે અમલદારો રહે છે એ શહેરના રસ્તા ઉપર બેઉ બાજુએ ઝાડ રોપેલાં છે ત્યાં એક જુનો કિલ્લો છે, તેમાં

ઘણા વખત સુધી દીવાનાઓની હોસ્પિટલ હતી, એ શહેરમાં અનાજનો વેપાર ઘણો ચાલે છે, કાંસાનાં વાસણો પણ ત્યા સારાં થાય છે. એમાં હોસ્પીટલ, સ્કુલો, પોસ્ટ ઓફીસ, તાર ઓફીસ, વગેરે જોવા લાયક છે, લાડકાણાનું રેલ્વે સ્ટેશન પણ મોટું છે.

**એ તાલુકામાં આવેલાં બીજા જાણીતા ગામ.**

(૧) અધાણી (૨ ઘોઘારા (૩) ખેરપુર-જોસા, (૪) ખડ્રોદ. (૫) નકચાગાંગી અને (૬ વાલદા વગેરે.

## લબદરીઆ તાલુકો.

**સીમા**—ઉત્તરે લાડકાણા તાલુકો પુર્વે સિંધુનદી, દક્ષિણે સિંધુનદી, અને મેહર તાલુકો અને પશ્ચિમે નસીરાબાદ તલુકો છે.

આ તાલુકો લાડકાણા જિલ્લાના લાડકાણા સબ-ડિવિઝનમાં આવેલો છે. એમાં ૬૯,૯૮૧ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૯ તપામાં વ . ચાએલો છે.

એ તાલુકામાં પશ્ચિમનાળો, ગીા શારી, નસીરાબાદ ટોલો અને સુંદર વગેર નાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર લ દ ીઆ છે. તેમાં મુખત્યારકારી, પોસ્ટ ઓફીસ, પોલીસનું થાણું તથા સ્કુલ વગેર છે.

**એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ**

(૧) આરેજા, (૨) ગેરેલા, અને (૩) સાહબાહુ વગેરે.

## કંબર તાલુકો.

**સીમા**—ઉતરે ઉતર **સરહદ** જિલ્લો અને **શાહેદાદપુર** તાલુકો પુર્વે **રતોદેરો** અને **લાડકાણાના** તાલુકો, દક્ષિણે **નસીરાબાદ** તાલુકો, અને **ખીરથરના** પહાડ છે.

આ તાલુકો લાડકાણા જિલ્લાના **લાડકાણા સબડિવિઝનમાં** આવેલો છે. એમાં ૬૧,૭૫૧ માણસની વસ્તી છે. એ તાલુકો ૨૪ **તપાઓમાં** વહેંચાયલો છે.

એ તાલુકામાં **પુરશાહા, પુરદાતે, નુર, નોરંગ** વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર **કંબર** છે. તેમાં **મુખત્યારકારી, પોસ્ટ** ઓફીસ, **પોલીસનું** થાણું અને **સ્કુલ** વગેરે છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ

(૧) **બેગ**, (૨) **બઠી**, (૩) **ચજના**, (૪) **ગેબીદેરા**, (૫) **જુણેજા**, (૬) **મીઆણી** વગેરે.

## રતોદેરો તાલુકો.

**સીમા**—ઉતરે **જેકુબાબાદ** તાલુકો પુર્વે **નોશેરો** અબરો તાલુકો, દક્ષિણે **લાડકાણા** તાલુકો અને પશ્ચિમે કંબર તાલુકો છે.

આ તાલુકો **લાડકાણા** જિલ્લાના **રતોદેરો સબડિવિઝનમા** આવેલો છે. એમાં ૭૭,૯૮૮ માણસની વસ્તી છે. એ તાલુકો ૨૦ **તપાઓમાં** વહેંચાયલો છે.

એ તાલુકામાં સખ્ખર, પુરખેરો, પુરબેરો અને નસરત વગેરે વાહ્ઢા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર રતોદેરો છે એમાં મુખત્યારકારની ઓફીસ, પોસ્ટ ઓફીસ, સ્કુલ અને મુસાફરખાનું વગેરે છે.

એ તાલુકામાં આવેલાં બીજા જાણીતાં ગામ.

[ ૧ ] બંગલદેરો [ ૨ ] ખેરોદેરો, [ ૩ ] નવોદેરો, [ ૪ ] પંજુઅગરો અને [ ૬ ] શાહ્ઢાનોગામ વગેરે.

## મીરોખાન તાલુકો.

**સીમા**—ઉતરે શહેદાદપુર તાલુકો, પુર્વે રતોદેરો તાલુકો, દક્ષિણે લાડકાણા અને કંબર તાલુકો અને પશ્ચિમે કુબંર અને શહેદાદપુર તાલુકા છે.

આ તાલુકો લાડકાણા જિલ્લાના રતોદેરો સબડિવિઝનમાં આવેલો છે. કંબર, લાડકાણા, અને રતોદેરો એ તાલુકાઓમાંથી કેટલોક ભાગ લઈને આ તાલુકો ઇ. સ. ૧૯૧૨ માં બનાવવામાં આવ્યો છે. એમાં ઘાર અને સખ્ખર નહેરોની શાખાઓ છે. એ તાલુકામાં મુખ્ય શહેર સુજાવલ અને મીરોખાન છે.

## મેહર તાલુકો.

**સીમા**—ઉતરે નસીરાબાદ તાલુકો, પુર્વે લખદગીઆ તાલુકો અને સિંધુનદી, અને દક્ષિણે તથા પશ્ચિમે કુકર તાલુકો છે.

આ તાલુકો **લાડકાણા** જિલ્લાના **મેહેર સબડિવિઝનમાં** આવેલો છે. એમાં ૫૮,૨૨૧ માણસની વસ્તી છે એ તાલુકો **૧૭ તપાઓમાં** વહેંચાયલો છે.

એ તાલુકામાં **પશ્ચિમનારો, ઢામરાઉ** અને **કકોલ** વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર **મેહેર** છે. એમાં **મુખત્યારકારી, ડેપ્યુટી કલેકટરનો** બંગલો **પોલીસનું** થાણું, **હોસ્પિટલ, સ્કુલ** અને **મુસાફરખાનું** વગેર છે.

**એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ**

[ ૧ ] **મંગરો**, [ ૨ ] **થરીમોહબત** વગેરે.

## વારાહ તાલુકો

**સીમા—** ઉત્તરે કંબર તાલુકો, પુર્વે **લબ્દરીઆ** તાલુકો, દક્ષિણે **મેહર** તાલુકો અને પશ્ચિમે કુંબર તાલુકો છે.

આ તાલુકો **લાડકાણા** જિલ્લાના **મેહર સબડિવિઝનમાં** આવેલા છે એમાં ૫૭,૧૨૯ માણસની વસ્તી છે એ તાલુકો **૧૭ તપાઓમાં** વહેંચાયલો છે.

એ તાલુકાનું મુખ્ય શહેર **નસીરાબાદ** છે. એ **મીર નસીરખાન ટાલપુરે** વસાવ્યું હતું. એમાં **પોલીસનું થાણું, મુસાફરખાનું** અને **સ્કુલ** વગેરે છે. પણ **મુખ્ત્યારકારી** વારાહ ગામમાં છે.

**એ તાલુકામાં આવેલાં બીજા જાણીતા ગામ.**

**( ૧ ) ગાજી કહાવર અને ( ૨ ) વગણુ** વગેરે.

## કકર તાલુકો.

**સીમા**—ઉત્તરે **મેહર** અને કુંભર તાલુકો, પુર્વે દાદુ અને **મેહ** તાલુકો દક્ષિણે **જોહી** તાલુકો અને પશ્ચિમે **ખીરથર** પર્વત છે.

આ તાલુકો લાડકાણા જિલ્લાના **મેહર સબડિવિઝ-નમાં** આવેલો છે. એમાં ૬૭,૨૪૪ માણસની વસ્તી છે. એ તાલુકો **૧૮ તપાઓમાં** વહેંચાયલો છે.

એ તાલુકામાં **પશ્ચિમનારો કુહણ અને પરચદ** વગેરે **વાહા** છે.

એ તાલુકાનું મુખ્ય શહેર કકર છે. એમાં **પોલીસનું** થાણું, **મુસાફરખાનું** અને સ્કુલ વગેરે છે; પણ **મુખ્ત્યારકારની ઓફીસ, ખેરપુર નાથનશાહમાં** આવેલી છે.

## એ તાલુમાં આવેલાં બીજા જાણીના ગામ.

( ૧ ) **ખેરપુરનાથનશાહ**! એમા કકર તાલુકાનો મુખ્ત્યારકાર રહે છે. ( ૨ ) રાહુજા અને ( ૩ ) **પટગુલ માહમદ** વગેરે છે.

## દાદુ તાલુકો.

**સીમા**— ઉતરે કકર તાલુકો, પુર્વે **સિંધુનદી**, દક્ષિણે સેવણ તાલુકો અને પશ્ચિમે **જોહી** તાલુકો છે.

આ તાલુકો લાડકાણા જિલ્લાના **સેવણ** સબડિવિઝન માં આવેલ છે. એમાં ૫૪,૬૭૭ માણસની વસ્તી છે એ તાલુકો **૧૯ તપાઓમાં** વહેંચાયલો છે.

એ તાલુકામાં પશ્ચિમનાળો નુરપુર, ફિટુ વગેરે વાહ છે.

એ તાલુકાનું મુખ્ય શહેર દાદુ છે. એ રેલ્વેનું મોટું સ્ટેશન છે એમાં મુખ્ત્યારકારી, સ્કુલ, પોસ્ટ ઓફીસ, પોલીસનું થાણું અને મુસાફરખાનું અને રેઝીડન્ટ માજીસ્ટ્રેટની કોરટ છે.

(૧) ખુદાબાદ (૨) સીતા અને (૩) ફક્કા વગેરે.

## જોહી તાલુકો.

સીમા—ઉત્તરે કકર તાલુકો, પુર્વે દાદુ અને સેવણુ તાલુકો, દક્ષિણે સેવણુ તાલુકો અને પશ્ચિમે ખીરથર પર્વત છે.

આ તાલુકો લાડકાણા જિલ્લાના સેવણુ સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૫૦,૧૮૭ માણસની વસ્તી છે એ તાલુકો ૧૮ તપાઓમાં વહેંચાયલો છે.

### એ તાલુકામાં પશ્ચિમનાળો છે.

એ તાલુકાનું મુખ્ય શહેર જોહી છે. એમાં મુખ્ત્યારકારી, પોસ્ટ ઓફીસ, પોલીસનું થાણું સ્કુલ અને મુસાફરખાનું વગેરે છે.

### એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ

(૧) છિનો, (૨) શાહહશણુ, (૩) કુલજી, (૪) ગુલામ મહમદનું ગામ અને (૫) બહાવલપુર વગેરે.

## સેવણ તાલુકો.

સીમા—ઉત્તરે દાદુ અને જોહી તાલુકા, પુર્વે સિંધુનદી અને મહેડ઼ા તાલુકો, દક્ષિણે કોહીસ્તાન અને પશ્ચિમે ખિરથર પર્વત છે.

આ તાલુકો લડકાણા જિલ્લાના સેવણ સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૫૨૯૦૩ માણસની વસ્તી છે.

એ તાલુકામાં પશ્ચિમનાળો, નુર, ધાનેસ્ટર ફીડ્ડ, અરલ નહેર ને મંછર સરોવર છે.

એ તાલુકાનું મુખ્ય શહેર સેવણ છે, એ ઘણું જુનું શહેર છે ત્યાં જયદ્રથના વખતનો એક જુનો કિલ્લો છે. અને લાલશાહબાજનો દરગાહ ત્યાં દરવરસે લાલશાહબાજનો મેળો ભરાય છે. તે ઉપર પરદેશથી ઘણાં માણસો આવે છે. સેવણની નજદીક લક્કીના પહાડો છે, તેમાં ઊના પાણીનું ઝરણું છે. તેને ધારાતીર્થ કહે છે. ત્યાં દરવરસે મેળો ભરાય છે. એ પહાડને ભગે ટોડો કહે છે. ત્યાં ઉનાળામાં બહુ સખ્ત ગરમી પડે છે. એ શહેરમાં મુખ્ત્યારકારી, પોસ્ટ અને તાર એફીસ, સ્કુલો, સબોર્ડિનેટ જડજની કોર્ટ અને હોસ્પિટલ વગેરે છે.

### એ તાલુકામાં આવેલાં બીજા જાણીતા ગામ

(૧) અરઝી, (૨) બાન (૩) બુબક એનાં ગાલીચા સારા થાય છે. (૪) જહાંગાર (૫) કરમપુર અને

(૬) ટલટી એ ગામ આગળ ઈ. સ. ૧૫૨૧ માં શાહબેગ અર્ગુને જામફેરોઝને હરાવ્યો હતો.

## સખ્ખર જિલ્લો

સીમા—ઉત્તરે ઉત્તર સરહદ જીલ્લો પુર્વે ભાવલપુર અને જેસલમીર, દક્ષિણે ખેરપુર સંસ્થાન અને પશ્ચિમે લાડકાણાં તથા ઉત્તર સરહદ જિલ્લા છે.

આ જિલ્લાનો ઘણો ખરો પ્રદેશ સપાટ છે. તેમાં ઘણી નહેરો ખોદેલી છે તેથી પૂર આવે છે ત્યારે તમામ સ્થળે પાણી પ્રસરી વળે છે. અને અનાજ પુષ્કળ પાકે છે. ખરીફ પાકમાં ડાંગર અને જુવાર થાય છે તેમાં જુવાર ઘણી વધારે પાકે છે. અને રવી પાકમાં ઘઊં, જવ, ચણા વગેરે થાય છે. ગળી પણ ઘણી નીપજે છે. એ જિલ્લાની હવા ગરમ અને ખુશ્ક છે. એમાં ૫૭૩-૧૩ માણસની વસ્તી છે.

આ જિલ્લાનો મોટો રેવન્યુ અમલદાર કે ડિસ્ટ્રિક્ટ-માજિસ્ટ્રેટ કલેકટર સાહેબ છે. ખૈરપુર સંસ્થાન ઉપર દેખરેખ રાખનાર પોલિટિકલ એજન્ટ તરીકેનું કામ પણ એજ બજાવે છે. તેના તાબામાં ૨ ડેપ્યુટી કલેકટરો, કે આસિસ્ટન્ટ કલેકટરો અને એક હજુર ડેપ્યુટી કલેકટર ખજાનાને માટે રહે છે. ડેપ્યુટી કલેકટરોના તાબામાં તાલુકાઓની દેખરેખ રાખવા માટે બધા મળીને ૭ મુખત્યારકારો રાખવામાં આવેલા છે.

આ જિલ્લાના ૨ સબડિવિઝન પાડેલા છે અને તેમાં બધા મળીને ૮ તાલુકા છે.

## એ જિલ્લાના સબડિવિઝનનાં નામ.

(૧) શિકારપુર સબડિવિઝન અને [૨] રોરી સબડિવિઝન, [૩] મીરપુર સબડિવિઝન.

## શિકારપુર સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ.

[ ૧ ] શિકારપુર, [ ૨ ] સખ્ખર, (૩ નોશાહરો-અબરો.

## રોરી સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ

(૧) રોરી, (૨) ઘોટકી, (૩)પનો આકીલ.

## મીરપુર સબડિવિઝનમાં આવેલા તાલુકાનાંનામ

(૧) મીરપુર માથેલો, (૨) ઉબાવડો.

## શિકારપુર તાલુકો.

સીમા—ઉત્તરે કુલ્લ તાલુકો, પુર્વે ઘોટકી તાલુકો, દક્ષિણે નોશાહરો અબરો અને સખ્ખરના તાલુકા અને પશ્ચિમે જેકુમાબાદ તાલુકો છે.

આ તાલુકો સખ્ખર જિલ્લાના શિકારપુર સબડિવિઝનમાં છે. એમાં ૧૧૯૬૧૪ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૭ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં રેશ, સિંધુ અને છોટાબેગારી વાહ છે.

એ તાલુકાનું મુખ્ય શહેર શિકારપુર છે. એમાં મુખ્ય રકાર, પોસ્ટ અને તાર ઓફીસ, હાઈસ્કુલ,

સિવિલ હોસ્પિટલ, સિંધી સ્કુલો અને જેલ વગેરે છે. એ રેલ્વેનું મોટું સ્ટેશન છે. એને પહેલાં ખોરાસાનનો ભાગોળ કહેતા હતા. એમાં વેપાર સારો ચાલે છે. ત્યાંના રહેનારાથી વેપારીઓ હોવાથી મોટી મોટી મુસાફરીઓ કરે છે. તેઓ ખુશમિજાજી છે. શિકારપુર એટલે શિકાર કરવાની જગા. આ શહેર આસપાસ ચોતરફ ગઢ હતો તે હમણા ભાંગી તુટી ગયો છે, એ ગઢને આઠ દરવાજા હતા, તેના નામો હજુસુધી શહેરના જુદા જુદા ભાગો ઉપર પડેલા છે. જેમકે (લાખી દરવાજો, નૌશાહરો દરવાજો, કરન દરવાજો, વાગણું દરવાજો, હાથી દરવાજો, હજારી દરવાજો, સીવી દરવાજો અને ખાનપુરી દરવાજો) ત્યાં ઉનાળામાં બહુ તાપ પડે છે, માટે બજારો ઢાંકેલી છે. શહેરમાં હમેશા ધુળ ઘણી હોવાથી રસ્તામાં ઘાંસ પાથરવામાં આવે છે, જો ઘાંસ પાથરેલું ન હોય તો રસ્તામા ધુળ ઉડે. બલુચિસ્તાન અને અફઘાનિસ્તાન સાથે ઘણાં વરસ થયાં જબરો વેપાર ચાલે છે, માટે શિકારપુરના ઘણા વેપારીઓ બરસોનાં વરસ ત્યાંજ ગાળે છે.

એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતા ગામ.

(૧) હિમાયુ, (૨) જામરા, (૩) ખાનપુર, (૪) કોટ સુલતાન અને (૫) મીઆંસાહેબ વગેરે.

## સખ્ખર તાલુકો.

સીમા—ઉત્તરે શિકારપુર તાલુકે., પુર્વે રોરી તાલુકો, દક્ષિણે સિંધુનદી અને પશ્ચિમે નૌશહરો આબરો તાલુકો છે.

આ તાલુકો, સખ્ખર જિલ્લાના શિકારપુર ડિવિઝન માં આવેલો છે. એમાં ૧૦૩૧૦૯ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૪ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં સખ્ખર, સિંધ અને ગરંગ વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર નવું સખ્ખર છે. એ સિંધુ નદીની જમણી બાજુએ આવેલ છે તેમાં મીર મોસુમ શાહનો મોટો મિનારો છે. તેના જેટલી ઉંચી જગા સિંધમાં બીજે કયાંએ નથી. એની સામેના નદીના કાંઠા ઉપર રોરી શહેર છે. આ બે શહેરની વચ્ચે નદીમા બખ્ખર નામે બેટ છે. સખ્ખરથી રોરી સુધી રેલ્વેવાળા એ બખ્ખરમાં થઈને એક મોટો પુલ બાંધ્યો છે. એ પુલને લેન્સડાઉન બ્રીજ કહે છે. એ બહુ જોવા લાયક છે. ત્યાંથી થોડે દુર સિંધુનદીમાં સાધબેલો નામે બેટ છે તે બહુ સુંદર છે. એ બેટમાં ઘણાક સાધુ પુરૂષો રહે છે. ત્યાં દર વરસે મેળો ભરાય છે. સખ્ખરમાં કલેકટરી, ડિસ્ટ્રીકટ જડજની કોર્ટ, મુખ્ત્યારકારી, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટની ઓફીસ, પોસ્ટ અને તાર ઓફીસ, સ્કુલો વગેરે છે. નવા સખ્ખરથી જુનું સખ્ખર ૧ માઈલ દુર છે. આ શહેર ઈ. સ. ૧૮૪૨ માં ઈંગ્રેજોને કરાંચી, ઠઠ્ઠા અને રોહરી ની સાથે મળેલું છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

(૧) આબાદ, (૨) બાગરજી, (૩) બકુ, (૪) ગરીબદુશાહ, (૫) ગોસરજી, (૬) લાખી, (૭) મારી, (૮) મીઆણી, (૯) રૂસ્તમ અને (૧૦) વઝીરાબાદ વગેરે.

## નોશાહરો અબરો તાલુકો.

**સીમા**—ઉત્તરે શિકારપુર તાલુકે, પુર્વે સખ્ખર તાલુકો, દક્ષિણે સિંધુનદી અને પશ્ચિમે રતોડેરો તાલુકો છે.

આ તાલુકો સખ્ખર જિલ્લાના શિકારપુર સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૭૫૯૮૩ માણસની વસ્તી છે. એ તાલુકો ૨૭ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં સિંધ, ડાહર મુગર અને લાડે વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર ગરીયાસીન છે. એમાં મુખ્ત્યારકાર, પોલીસનું થાણું અને સ્કુલ વગેરે છે. એમાં તેલનો વેપાર બહુ ચાલે છે.

### એ તાલુકામાં આવેલાં જાણીતાં ગામ.

[૧] જહલી, [૨] અમરોની, [૩] ઢખણુ, [૪] ગેહીજા, [૫] કોટહબીબ અને [૬] મહેજીવગેરે.

## રોરી તાલુકો.

**સીમા**—ઉત્તરે શિકારપુર અને ઘોટકી તાલુકા, પુર્વે મીરપુરમાથેલો તાલુકો અને જેસલમીર, દક્ષિણે ખેરપુર સંસ્થાન અને પશ્ચિમે ખેરપુર સંસ્થાન તથા સિંધુ નદી છે.

આ તાલુકો સખ્ખર જિલ્લાના રોરિ સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૮૭,૯૪૨ માણસની વસ્તી છે. એ તાલુકો

૧૨ તપાઓમાં વહેંચાયલો છે. એ તાલુકાનાં રેતીના ઢગલા કેટલેક ઠેકાણે જોવામાં આવે છે.

એ તાલુકામાં પુર્વે નાળો અને અરૂર વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર રોરી છે, એ સખર શહેરની સામે સિંધુનદીને ડાબે કિનારે આવેલું છે. એ રેલ્વેનું મોટું સ્ટેશન છે. હેદ્રાબાદથી ઉપડતી રેલ્વે સિંધુનદીને પુર્વે કિનારે થઇને રોરી આવે છે અને ત્યાંથી પંજાબ તરફ જાય છે એ ઘણું જુનું શહેર છે, એ ટેકરી ઉપર વસેલું છે. સિંધુનદી હમેશાં આ ટેકરાની પાસે થઇનજ વહે છે. અહીં મુસલમાનોના પેગંબર સાહેબના બાલ-મુબારકની બંદગી કરવાની જગા તથા પીરોની ઘણી કબરો છે. એ શહેરમાં મુખત્યારકારી, સબોર્ડિનેટ જડ-જની કોર્ટ, પોલીસનું થાણું, પોસ્ટ અને તાર ઓફીસ તથા સ્કુલો છે. વળી એમાં જારૂકી મસ્જીદ અને ઇદગાની મસ્જીદો છે, તેઓની બાંધણી ઘણી સારી અને જોવા લાયક છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

(૧) અલોડ, (૨) પનહુવારી, (૩) પીરજો ગોઠ અને (૪) સંગરાર વગેરે.

## ઘોટકી તાલુકો.

સીમા—ઉત્તરે બાવલપુર અને સિંધુનદી, પુર્વે ઓનપુરમાથેલા તાલુકો, દક્ષિણે રોરી તાલુકો, અને પશ્ચિમે સિંધુનદી છે.

એ તાલુકો સખ્ખર જીલ્લાના રોરી સબડિવીઝનમાં આવેલો છે. એમાં ૪૬,૦૮૭ માણસની વસ્તી છે. એ તાલુકો ૨૦ તપાઓમાં વહેંચાયલો છે. એ તાલુકાનો ઘણો ભાગ રેતાળ છે.

એ તાલુકામાં લુઠો અને ડીંગરો વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર ઘોટકી છે તે રેલ્વેસ્ટેશન છે. એમાં મુખત્યારકારી, પોસ્ટઓફીસ, પોલીસનું થાણું અને સ્કુલ વગેરે છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ

[ ૧ ] આદલપુર અને [ ૨ ] ટન્ડાનજાનત વગેરે.

## પનો અકીલ તાલુકો.

સીમા—ઉત્તરે ઘોટકી પુર્વે મીરપુર માથેલો, દક્ષિણે રોરી અને પશ્ચિમે સિંધુનદી છે.

આ તાલુકો સખ્ખર જિલ્લાના રોરી સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૪૫,૨૬૧ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૨ તપામાં વહેંચાયલો છે. એમાં મેહર કોરાઈ અને જાનબ વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર પનોઆકીલ છે તેમાં મુખત્યારકારની કચેરી, પોસ્ટ, પોલીસનું થાણું અને સ્કુલ વગેરે છે.

## મીરપુર માથેલો તાલુકો.

સીમા—ઉત્તરે ઉમાવરા ઘોટકીના તાલુકા, પુર્વે જેસલમીર, દક્ષિણે રોરી તાલુકો અને પશ્ચિમે ઘોટકી તાલુકો છે.

આ તાલુકો સખ્ખર જિલ્લાના રોરી સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૫૧,૩૫૩ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૫ તપાઓમાં વહેંચાયલો છે. એ તાલુકામાં ઘણે ઠેકાણે રેતીના ટેકરા જોવામાં આવે છે.

એ તાલુકામાં સહર, દહર, મસુ, અને લુંઢો વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર મીરપુર છે. તે રેલ્વે સ્ટેશન છે. એમાં મુખત્યારકારી, મુસાફરખાનું, પોલીસનું થાણું, પોસ્ટ અને તાર ઓફીસ તથા સ્કુલ વગેરે છે.

## એ તાલુમાં આવેલા બીજા જાણીતાં ગામ.

(૧) પકાપતારી, (૨) ખાનપુર અને (૩) ઠેકરાટો વગેરે.

## ઉબાવડા તાલુકો

**સીમા**—ઉત્તરે અને પુર્વે ભાવલપુર, દક્ષિણે મીરપુર માથેલા તાલુકો અને પશ્ચમે ઘોટકી તાલુકો છે.

આ તાલુકો સખ્ખર જિલ્લાના રોરી સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૪૮,૫૨૬ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૨ તપાઓમાં વહેંચાયલો છે. એમાં ઘણે ઠેકાણે રેતીના ઢગલા જોવામાં આવે છે.

એ તાલુકામાં માકીહરલ અને મસુ વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર ઉબાવડા છે એમાં મુખત્યારકારી, સ્કુલ, મુસાફરખાનું, પોલીસનું થાણું અને પોસ્ટઓફીસ વગેરે છે, એમાં ખેરપુરવાળા જાગીરદાર પણ

ઓનો રંગમહેલ અને શેખમહમદની મસજીદ વગેરે ઈમારતો જોવા લાયક છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

(૧) ખેરપુર-દહેરકી—એ રેલ્વેસ્ટેશન છે, (૨) શાંવતી, (૩) ખંભાત વગેરે.

# થરપારકર જિલ્લો.

આ જિલ્લો સિંધુની અગ્નિકોણે આવેલો છે.

સીમા—ઉત્તરે ખઈરપુર સંસ્થાન, પુર્વે જોધપુર દક્ષિણે કચ્છનું રણ અને પશ્ચિમે હઈદ્રાબાદ જિલ્લો છે

એ જિલ્લાનો ઘણો ભાગ રેતાળ છે. એમાં વરસાદ બહુ થોડો પડે છે, તેથી તથા કેટલાક ભાગમાં નહેરો ન હોવાથી તેવે ઠેકાણે પાણીની બહુ તંગાસ પડે છે, કુવા બહુ ઉંડા હોય છે, અને માત્ર થોડા ઘણા વરસાદ ઉપર બધો આધાર રહે છે, તો પણ નારાહિવિઝનમાં પુર્વે નાળો, મીઠાગઉ વાહા, જમરાઉ વાહ, દમવાહ હેરાવાહા શેખદાદ વાહા વગેરે નહેરો અને બખીનું સરોવ હોવાને લીધે એ ભાગ આબાદ છે, અને ત્યાં નીપજ સારી થાય છે, એ સિવાય બીજા રેતાળ ભાગમાં મુસાફરી કરનારા ઓની નજરે દિવસના તડકાની વેળાએ દુરથી ઝાંઝવા [મૃગજળ] નો દેખાવ જણાય છે. એ જિલ્લામાં શિયાળામાં સખ્ત થંડી અને ઉનાળામાં સખ્ત ગરમી પડે છે. એ જિલ્લામાં અનાજના પાકમાં મુખ્ય બાજરીનો પાક છે

ઉનના કામળા, જાડાં લુગડાં અને પારકરી વાટકા વાટકીઓનો હુન્નર ઘણો છે. મુખ્ય વેપાર ઘી, ઢોરો અને પાપડીઆ ખારાનો છે. ઘણે ઠેકાણે નાગો વગેરે ઝેરી જાનવરો અને ઘોરખર વગેરે જાનવરો જોવામાં આવે છે. એ જિલ્લામાં ૪,૩૩,૩૯૮ માણસની વસ્તી છે, લોકો ઘી, દુધ અને બાજરી ઉપર ઘણું કરીને પોતાનો ગુજારો ચલાવે છે. એમાં મુખ્ય **સોઢા** અને **ખોસાની** જાતો છે. ભીલોની વસ્તી પણ ઘણી છે. તેમાંના ઘણા ચોરો હોય છે. એ જિલ્લાની મુખ્ય ભાષા સિંધિ અને **કુચ્છી** ભાષાના મિશ્રણવાળી છે.

એ જિલ્લાનો મુખ્ય રેવન્યુ અમલદાર **કલેકટર સાહેબ** છે. અને તેમનું મુખ્ય સ્થળ **મીરપુર ખાસ** છે. તેના તાબામાં ૩ **ડેપ્યુટી કલેકટરો** કે **આસિસ્ટન્ટ કલેકટરોને** એક **હજુર ડેપ્યુટી કલેકટર** ખજાનાનો રહે છે.

એ જિલ્લો ૩ **સબડિવિઝનમાં** વહેંચાયલો છે. અને તેમાં બધા મળીને **૧૧** તાલુકા છે. તે દરેક તાલુકામાં મુખત્યારકાર રહે છે.

## એ જિલ્લાના સબડિવિઝનનાં નામ.

**(૧) નારો સબડિવિઝન અને (૨) થર સબડિવિઝન અને (૩) મીરપુરખાસ સબડિવિઝન.**

## નારા સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ.

**(૧) ઉમરકોટ, (૨) ખીપરા (૩) સાંઘડ, (૪) પિથુઅરુ**

## થર સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ

(૧) મીઠી, (૨) ડીપલા, (૩) છાછરા અને (૪) નગરપારકર,

## મીરપુરખાસ સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ.

(૧) મીરપુરખાસ, (૨) જેમ્સાબાદ, (૩) ડીગ્રો.

## ઉમરકોટ તાલુકો.

સીમા-ઉત્તરે ખીપરા તાલુકો, પુર્વે છાછરા તાલુકો, દક્ષિણે મીઠી અને ડીપલા તાલુકા અને પશ્ચિમે જેમ્સાબાદ તાલુકો છે.

આ તાલુકો થરપારકર જિલ્લાના નારા સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૫૧,૮૫૯ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૩ તપાઓમાં વહેંચાયલો છે. એ તાલુકામાં પુર્વનાળો, છોર અને થર વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર ઉમરકોટ છે, એ ઉમર સુમરાએ વાસાવ્યું હતું એ શહેર રેલ્વે અને ખુશ્કીના રસ્તાથી હૈદ્રાબાદ સાથે જોડાયેલું છે. એ શહેરમાં ઇ. સ. ૧૫૪૨ માં નામદાર અકબર બાદશાહનો જન્મ થયો હતો. હજી પણ તે જગા ઉપર નિશાનીને માટે પથરા ખોડેલા છે. એ શહેર ટાલપુરો પાસેથી ઇ. સ. ૧૮૪૩ માં ઈંગ્રેજોને મળ્યું છે. એમાં મુખત્યારકારી, સ્કુલો, પોસ્ટ અને તાર ઓફીસ, પોલીસનું થાણું વગેરે છે,

### એ તાલુકામાં આવેલા બીજા જાણીતા ગામ.

(૧) છોર, (૨) નબીસર વગેરે.

## ખીપરા તાલુકો.

સીમા—ઉત્તરે ખઈરપુર સંસ્થાન, પુર્વે જોધપુર, દક્ષિણે ઉમરકોટ તાલુકો, અને પશ્ચિમે સાંઘડ અને મીરપુર ખાસ તાલુકા છે.

એ તાલુકો થરપારકર જિલ્લાના નારા સબડિવિઝનમાં આવેલો છે, એમાં ૪૬,૧૭૧ માણુસની વસ્તી છે. એ તાલુકો ૧૫ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં પુર્વે નાળો, ખીપરો અને મીઠરાઉ વગેરે વાહા છે.

એ તાલુકાનું મુખ્ય શહેર ખીપરો છે. એમાં મુખ્ત્યારકારી, પોસ્ટ ઓફીસ, પોલીસનું થાણું અને સ્કુલ છે. એમાં વણકરનું અને રંગવાનું કામ ઘણું થાય છે.

### એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

(૧) ગુલામનબીશાહનું ગામ, (૨) સાદીપલી એ રેલ્વે સ્ટેશન છે. અને (૩) અકરી એ પણ રેલ્વે સ્ટેશન છે.

## સાંઘળ તાલુકો.

સીમા—ઉત્તરે ખેરપુર સંસ્થાન. પુર્વે અને દક્ષિણે ખીપરો તાલુકો તથા દક્ષિણે શાહેદાદપુર તાલુકો છે.

આ તાલુકો થરપારકર જિલ્લાના નારા સબડિવિઝન

માં આવેલો છે. **એમાં ૩૧,૩૦૧** માણસની વસ્તી છે. એ તાલુકો ૧૦ **તપાઓમાં** વહેંચાયલો છે.

એ તાલુકામાં **પુર્વ નાળો**, મીઠરાઉ, **ધમ** અને હીરન વગેરે વાહા છે.

એમાં **મખી સરોવર** છે. એની ચોતરફ ઘાડું જંગલ છે. તેમાં હુર જાતના લોકો રહેતા હતા.

એ તાલુકાનું મુખ્ય શહેર **સાંઘડ** છે એમાં **મુખ્ત્યાર કારી, પોલીસનું થાણું**, સ્કુલ, **મુસાફરખાનું** અને **પોસ્ટ**આફીસ વગેરે છે. એની નજીક **મખીનું** સરોવર છે. તેથી ડાંસ ઘણા થાય છે.

## એ તાલુકામાં આવેલાં જાણીતાં ગામ.

૧) **જોલ** વગેર.

## જેમ્સાબાદ તાલુકો.

**સીમા**—ઉત્તરે **ખીપરો** તાલુકો, પુર્વે અને દક્ષિણે **ઉમરકોટ** તાલુકો તથા પશ્ચિમે **મીરપુરખાસ** અને **દેરામહોબતના** તાલુકા છે.

આ તાલુકો **થરપારકર** જીલ્લાના **મીરપુરખાસ** સબડિવિઝનમાં આવેલો છે. અને આગળ **સામાંદા** તાલુકો કહેતા પરંતુ **સિંધના** માજી **કમીશનર જેમ્સ** સાહેબની યાદગીરી માટે હાલમાં તેનું નામ **જેમ્સાબાદ** તાલુકો પાડયું છે. એમાં ૩૬,૭૦૭ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૬ **તપાઓમાં** વહેંચાયલો છે.

એ તાલુકામાં **જમરાઉ** અને **પુરાણું** વગેરે વાહા છે.

આ તાલુકાનું મુખ્ય શહેર **જેમ્સાબાદ** છે. એમાં **મુખ્ત્યારકારી, પોલીસનું** થાણું, પોસ્ટ ઓફીસ અને સ્કુલ વગેરે છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

(૧) જહદ્દો, (૨) ડેંગાણી, એ રેલ્વે સ્ટેશન છે.

## પીથુંઅરો તાલુકો.

સીમા—ઉત્તરે **ખીપરો** તાલુકો પુર્વે અને દક્ષિણે ઉમરકોટ તાલુકો, અને પશ્ચિમે **જેમ્સાબાદ** તાલુકો છે.

એ તાલુકો **થરપારકર** જિલ્લાના **નારા સબડિવિઝનમાં** આવેલો છે. એમાં ૩૫,૫૩૭ માણુસની વસ્તી છે એ તાલુકો ૧૬ તપાઓમાં વહેંચાયલો છે. એમાં **નીઠરાઉ, હેરલ** અને **ઢોરોનારો** વગેરે વાહા છે.

એમાં મુખ્ય શહેર **સામારો** છે. તેમાં **મહમલતદાર** ની કચેરી, **પોસ્ટ** ઓફીસ ને **પોલીસનું થાણું** છે.

## મીઠી તાલુકો.

**સીમા**—ઉત્તરે **છાછરા** અને **ઉમરકોટ** તાલુકા, પુર્વે **નગરપારકર** તાલુકો, દક્ષિણે **કચ્છનું રણ** અને પશ્ચિમે **દીપલા** તાલુકો છે.

આ તાલુકો **થરપારકર** જિલ્લાના **થર** ડિવિઝનમાં આવેલો છે. એમાં ૪૧,૪૭૨ માણુસની વસ્તી છે. એ તાલુકાનું મુખ્ય શહેર **મીઠી** છે. એમાં **મુખત્યારકારી, પોલીસનું** થાણું, **પોસ્ટ** ઓફીસ અને **સ્કુલ** વગેરે છે.

### એ તાલુકામાં આવેલા બીજાં જાણીતાં ગામ.

( ૧ ) અસલામકોટ, વગેરે.

## દીપલો તાલુકો.

સીમા—ઉત્તરે જેમ્સાબાદ, ટન્ડા બાગા અને મીઠી તાલુકા, પુર્વે મીઠી તાલુકો, દક્ષિણે કછનું રણ અને પશ્ચિમે બદીના તથા ટન્ડા બાગા તાલુકા છે.

આ તાલુકો થરપારકર જિલ્લાના થર સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૨૫,૯૬૯ માણસની વસ્તી છે. એ તાલુકો ૪ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકાનું મુખ્ય શહેર દીપલો છે. એમાં મુખત્યારકારી, પોલીસનું થાણું, સ્કુલ, પોસ્ટ ઓફીસ, અને હોસ્પીટલ છે.

### એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.

(૧) રહીમકીબઝાર એ પ્રખયાત ગામ છે. કચ્છની સરહદ ઉપર આવેલું છે. એમાંથી ઘણા શહેરોના વેપારીઓ આવજા કરે છે.

## છાછરો તાલુકો.

સીમા—ઉત્તરે જોધપુરનું રાજ્ય, પુર્વે જોધપુર અને નગરપારકર તાલુકો, દક્ષિણે નગરપારકર અને મીઠી તાલુકો અને પશ્ચિમે ઉમરકોટ તાલુકો છે.

આ તાલુકો થરપારકર જિલ્લાના થર સબડિવિ-

ઝનમાં આવેલો છે. એમાં ૫૩,૫૦૧ માણસની વસ્તી છે. એ તાલુકો ૮ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકાનું મુખ્ય શહેર છાછરો છે. એમાં મુખત્યારકારી, પોલીસનું થાણું, હોસ્પિટલ, સ્કુલ અને પોસ્ટ ઓફીસ છે.

## એ તાલુકામાં આવેલા બીજાં જાણીતાં ગામ.

(૧) ગઢરા, (૨) ચીલીહાર, (૩) પરિનું એમાં ખારૂં પાણી છે તેથી લોકો બે ગાઉ ઉપરથી પાણી લાવે છે.

## નગરપારકર તાલુકો.

**સીમા**—ઉત્તરે છાછરા તાલુકો, પુર્વે જોધપુર, દક્ષિણે કુચ્છનું રણ અને પશ્ચિમે મીઠી અને છાછરા તાલુકા છે.

આ તાલુકો થરપારકર જિલ્લાના થર સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૪૭,૫૪૮ માણસની વસ્તી છે. એ તાલુકો ૭ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકાનું મુખ્ય શહેર નગરપારકર છે. એમાં મુખ્ત્યારકારી, પોલીશનુ થાણું, પોસ્ટ ઓફીસ, હોસ્પીટલ, તથા છોકરાઓ અને છોકરીઓની નિશાળ વગેરે છે. એમાં ઓસવાળ વાણીઆઓની વસ્તી ઘણી છે. તે લોકો જીવહત્યાથી એટલાતો બીએ છે કે ઝેરી જાનવરોને પણ કદી મારતા કે ઇજા કરતા નથી. એ ઘણું જુનું ગામ છે.

## એ તાલુકામાં આવેલાં બીજા જાણીતાં ગામ.

(૧) વીરાવાહ (૨) આદીગામ અને શીવાલો

(૩) હાલ આ ગામમાં જોધપુરના રાજા તરફથી એક એલચી રહે છે.

## ઉત્તર સરહદ જિલ્લો.

આ જિલ્લો સિંધને ઉત્તર સીમાડે છે, તેથીજ તેનું નામ ઉત્તર સરહદ પાડ્યું છે.

**સીમા**—ઉત્તરે અને પશ્ચિમે **દેરાજાત** અને બલુચિસ્તાન, પુર્વે **સિંધુનદી** અને દક્ષિણે લારકાણા અને **સખ્ખરના** જિલ્લા છે.

એ જિલ્લાની ઘણી ખરી જમીન સપાટ છે. અને ઉત્તર તરફનો ભાગ વેરાન છે. જ્યારે પાણી પાય છે. ત્યારે ઘણા ભાગમાં ખેતી થાય છે. મુખ્ય પેદાસ જુવાર બાજરી અને ઘઉં છે. તલ, ચવેલી વગેરે તેલીયાં બીયાં પણ થોડાં થાય છે. એ જિલ્લામાં **બેગારી** વાહ, **નુરવાહ**, સોનવાહ, ડેઝર્ટ કે **સાહી વાહ** વગેરે નહેરો છે. આ જિલ્લામાં નદીની રેલ આવવાથી આગાઉ બહુ નુકશાન થતું હતું પણ હાલમા સરકારે કશમોર આગળ બંધ બાંધ્યો છે તેથી ઘણો બચાવ થાય છે. સિંધમાં આ જિલ્લાના જેટલી ગરમી બીજે કોઇ સ્થળે પડતી નથી. ઉનાળામાં દિવસે તો ગરમી પડે પણ રાતમાંએ લુ બહુ સખ્ત વાય છે. એ જિલ્લામાં ૨,૭૩,૦૦૭ માણસની વસ્તી છે.

આ જિલ્લાનો રેવન્યુ અમલદાર **ડેપ્યુટી કમીશનર** છે. પણ ઇન્સાફી કે અદાલતના કામોમાં તે તદ્દન સખ્ખર જિલ્લાના જિલ્લા જડજના હાથ તળે છે. જે શિકારપુરમાં રહે છે.

એ જિલ્લાના બે **સબડિવિઝન** પાડેલા છે. તેમાં મધાં મળીને ૫ તાલુકા છે.

## એ જિલ્લાના સબડિવિઝનનાં નામ.

( ૧ ) જેકબાબાદ સબડિવિઝન અને ( ૨ ) કશમોર સબડિવિઝન.

### જેકબાબાદ સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ

( ૧ ) જેકબાબાદ અને ( ૨ ) શાહેદાદકોટ.

### કશમોર સબડિવિઝનમાં આવેલા તાલુકાનાં નામ

(૧) ઠુલ, (૨) કશમોર અને (૩) કંદકોટ.

### જેકબાબાદ તાલુકો.

**સીમા**—ઉત્તરે બલુચિસ્તાન અને ઠુલ તાલુકો, પુર્વે શિકારપુર અને નોશેરો અબરો તાલુકા, દક્ષિણે શાહેદાદકોટ અને રતોદેરો તાલુકા અને પશ્ચિમે બલુચીસ્તાન છે.

આ તાલુકો ઉત્તર સરહદ જિલ્લાના જેકબાબાદ સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૭૮,૫૪૦ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૬ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં નુર અને બેગારી વાહા છે.

આ તાલુકાનું મુખ્ય શહેર જેકબાબાદ છે અગાઉ એને ખાનઘડ કરીને કહેતા પરંતુ જનરલ જેકબ સાહેબે એને આબાદ કર્યું તે ઉપરથી તેને હાલમાં જેકબાબાદ કહે છે. એમાં લશકરની છાવણી રહે છે. એ શહેરમાં ચાર ઘડિયાળવાળો એક ટાવર છે તેને વિકટોરીયા ટાવર કહે છે. તે સિવાય મારકીટ, જનરલ જેકબવાળી રેસીડેન્સી અને કેટલીક ઇમારતો જોવા જેવી છે.

એ શહેરમાં ડેપ્યુટી કમીશનરની ઓફીસ, મુખત્યાર-કાર અને સબાર્ડીનેટ જડજની કોર્ટ આસિસ્ટન્ટ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટની ઓફીસ, કેન્ટોન્મેન્ટ માજી-સ્ટ્રેટની ઓફીસ, સિવિલ હોસ્પીટલ, સિંધી સ્કુલ, હુન્નરી સ્કુલ, પોલીસનું થાણું અને મુસાફરખાનું છે. એમાં ઘી અનાજ અને ચમડાનો વેપાર ચાલે છે. એ શહેર શિકારપુરથી ૨૪॥ માઈલ દુર રેલ્વેના રસ્તા ઉપર છે. ત્યાંનું રેલ્વે સ્ટેશન મોટું છે.

## એ તાલુકામાં આવેલાં બીજાં મોટાં ગામ.

(૧) મુહીદનાબાદ, એમાં બગીચા છે. (૨) કુઉરેજા, એમાં ઘઉં બહુ સારા થાય છે, (૩) ઘરી-ખરો એમાં તલ બહુ સારા થાય છે. (૪) બંગલો અને (૫) આબાદ એ રેલ્વે સ્ટેશન છે.

## શાહેદ દકોટ તાલુકો.

**સીમા**— ઉત્તરે બલુચિસ્તાન અને જેકબાબાદ તાલુકો, પુર્વે કંબર અને રતોદેરો તાલુકા, દક્ષિણે કંબર તાલુકો અને પશ્ચિમે કાળો જંગલ છે.

આ તાલુકો ઉત્તર સરહદ જિલ્લાના જેકબાબાદ સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૩૫,૧૧૬ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૪ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં એધન, મકસુધો અને સખમર વગેરે નહેર છે.

એ તાલુકાનું મુખ્ય શહેર શાહેદાદકોટ છે. એમાં મુખત્યારકારી, પોસ્ટ ઓફીસ, સ્કુલ અને હોસ્પી-ટલ વગેરે છે.

**એ તાલુકામાં આવેલા બીજાં જાણીતાં ગામ.**

(૧) મંજરભટી, (૨) અમામઅખશજમાલી, (૩) અગોહેરો એ ત્રણ સરકારી બુર્જ છે.

## હુલ તાલુકો.

**સીમા**—ઉત્તરે બલુચીસ્તાન, પુર્વે કંડકોટ તાલુકો, દક્ષિણે શિકારપુર અને જેકુબાબાદ તાલુકો અને પશ્ચિમે જેકુબાબાદ તાલુકો છે.

આ તાલુકો ઉત્તર સરહદ જિલ્લાના કશમોર સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૫૨,૧૬૯ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૮ તપાઓમાં વહેંચયલો છે.

એ તાલુકામાં બેગરી, સાહ્ની, સોન અને ઉનર વગેરે નહેરો છે.

એ તાલુકાનું મુખ્ય શહેર હુલ છે. એમાં મુખત્યારકારી, પોલીસનું થાણું અને સ્કુલ વગેરે છે. એમાં તંબાકુ સારો થાય છે.

**એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.**

(૧) મીરપુર, (૨) બાહાદુરપુર, (૩) દિલમુરાદ, અને (૪) મુબારકપુર વગેર.

## કશમોર તાલુકો.

**સીમા**—ઉત્તરે દેરાજાત, પુર્વે અને દક્ષિણે સિંધુનદી તથા પશ્ચિમે કંદકોટ તાલુકો છે.

આ તાલુકો ઉત્તર સરહદ જિલ્લાના કશમોર સબડિવિઝનમાં આવેલો છે. એમાં ૪૩,૨૬૮ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૫ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકામાં ડેઝરત, કેશાહી અને મુરાદ વગેરે નહેર છે.

આ તાલુકાનું મુખ્ય શહેર કુશમોર સિંધુનદીથી ૨ માઈલ દુર છે. એ જગ્યાએ સિંધુનદીમાં એક મોટો બંધ બાંધ્યો છે. એને કુશમોર બંધ કરીને કહે છે, એ શહેરમાં મુખત્યારકારી, પોસ્ટ ઓફીસ અને સ્કુલ વગેરે છે.

**એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.**

(૧) ગુલપુર, (૨) ગલબા, (૩) મીયાણી અને (૪) બનટ એ ચારે ગામમાં સિંધુનદીની પાર જવા માટે પતણુ એટલે હોડીઓ રાખેલી હોય છે (૫) બહાણી એમાં સરકારી બંગલો અને બગીચો છે.

## કંદકોટ તાલુકો.

**સીમા**—ઉત્તરે દેરાજાન, પુર્વે સિંધુનદી દક્ષિણે શિકારપુર તાલુકો અને પશ્ચિમે ઠુલ તાલુકો છે.

આ તાલુકો ઉત્તર સરહદ જિલ્લાના કુશમોર શબ્દવિભાગમાં આવેલો છે. એમાં ૫૨,૯૧૪ માણસની વસ્તી છે. એ તાલુકો ૧૮ તપાઓમાં વહેંચાયલો છે.

એ તાલુકાનું મુખ્ય શહેર બગારી, ઉનર અને રાજ વગેરે નહેર છે.

એ તાલુકાનું મુખ્ય શહેર કંદકોટ છે, એમાં મુખત્યારકારી, પોસ્ટ ઓફીસ, સ્કુલ અને પોલીસનું થાણું વગેરે છે.

**એ તાલુકામાં આવેલાં બીજાં જાણીતાં ગામ.**

(૧) ઘઉંટપુર, (૨) હયબત, (૩) દરો એમાં રવીનો પાક સારો થાય છે.

## ખઈરપુર સંસ્થાન

સિંધમાં આ એકજ દેશી રાજ્ય છે. એ સખ્ખર અને થરપારકર જિલ્લાની વચ્ચે આવેલ છે. એને મીનોર મુલક પણ કહે છે.

સીમા—ઉત્તરે સિંધુનદી અને સખ્ખર જિલ્લો, પુર્વે જેશલમીર, દક્ષિણે થરપારક જિલ્લો અને પશ્ચિમે નવાબશાહ જિલ્લો છે.

આ અંગ્રેજ સરકારના તાબાનું દેશી રાજ્ય છે. હીઝ હાયનેસ મીર ઈમામબક્ષ ખાન ટાલપુરના હાથમાં છે. એ રાજ્યની રાજ્યરીતિ અંગ્રેજી રાજ્યના નમુના ઉપર ગોઠવાયલી છે. અદાલતની કોર્ટો જે સજા આપે તે જ્યારે મીરસાહેબ મંજુર કરે ત્યારે અમલમાં આવે છે. મીર સાહેબને પોતાના ગુન્હેગારને ગમે તેવી સજા કરવાની અખત્યારી છે. પરંતુ કોઇ પણ હાકેમ સાથે લડાઇ કે સુલેહ કરવાની તેમને અખત્યારી નથી. સખ્ખર જિલ્લાનો કલેકટર આ સંસ્થાનના પોલીટીકલ એજંટ તરીકેનું કામ કરે છે. એ સંસ્થાનનો રાજ્ય વહીવટ સુધારવા માટે મીર સાહેબે ઇંગ્રેજ સરકાર પાસેથી પ્રથમ વઝીર ખાનબહાદુર કાદરખાન સી. આઇ. ઇ. ને લીધેલ હતા. હાલમાં શેખ ઈબ્રાહીમ ખાનસાહેબ વઝીર છે. તેના હાથ નીચે નાયબ વઝીર, મુખત્યારકારો, તપેદારો વગેરે છે. તેથી વહીવટ બહુ સારી રીતે ચાલે છે.

આ સંસ્થાનનું ક્ષેત્રફળ ૬૦૫૦ ચોરસ માઇલ અને વસ્તી ૨,૧૩,૭૮૮ માણસની છે. એ સંસ્થાનનો સિંધુ નદી, મીરવાહા, મહેરાબવાહા, અબલવાહા, સાંઠીયુંવાહા, અલીબરવાહા અને પુર્વે નાળાની પાસે આવેલો ભાગ આબાદ છે. બાકીની જમીન રેતાળ છે. તેથી ત્યાં કશું થતું નથી. એ સંસ્થાનની મુખ્ય પેદાશ ગળી, પાપડીઓખારો અને લુગડાં ધોવાનો ધુળીઓખારો છે, એ સંસ્થાનમાંથી પરદેશ ખાતે ઘણો પાપડીઓખારો જાય છે, તેના ઉપર મીર સાહેબ દર ઇંટે અઢી રૂપીયા મુજબ જકાત લે છે.

એ સંસ્થાનનું મુખ્ય શહેર ખૈરપુર છે. એ રેલ્વે સ્ટેશન છે, એમાં રંગારાનું કામ સારૂં થાય છે. તેમાં મુખ્ય ગાદલાંની ખોળો વગેરે છે. એ શહેરમાં તલવારો અને બંદુકો પણ બને છે. એ સિવાય એમાં ગાલીચા બનાવવાનું કારખાનું, હુન્નરી સ્કુલ, છોકરા અને છોકરીઓની નીશાળો, પોસ્ટ અને તાર ઓફીસ તથા મીર સાહેબનો મહેલ વગેરે છે.

## આ સંસ્થાનના બે ભાગ પાડેલા છે

(૧) શામાલી કે ઉત્તર તરફનો ભાગ, (૨) જનોબી કે દક્ષિણ તરફનો ભાગ.

શામાલી ભાગમાં (૧) ખૈરપુર, (૨) ગંબટ એ બે તાલુકા છે.

જનોબી ભાગમાં (૧) મીરવાહ, (૨) વીહોં, (૩) નારો એ ત્રણ તાલુકા છે.

આખા સંસ્થાનનાં ૨૯ તપ્પા પાડેલા છે.

## એ સંસ્થાનમાં આવેલાં બીજાં જાણીતાં ગામ

(૧) બરગારીનનું ગામ, (૨) હીજેનું કોટ એને અહમદાબાદ પણ કહે છે. એમાં મીર સાહેબ રહે છે. (૩) ગંબટ એ રેલ્વે સ્ટેશન છે. (૪) ખોરા એમાં કાપડ વણાય છે. (૫) રાણીઆપુર એ રેલ્વે સ્ટેશન છે. (૬) ટન્ડા લુકમાન (૭) ટન્ડા મસ્તીખાન એ રેલ્વે સ્ટેશન છે. એમાં પશ્ચિમે શાહ યારેપીર અને ફઝલનાંગી તથા શેખમકાઇની જગાઓ છે.



☞ કરાંચી,—ફ્રીયર સ્ટ્રીટમાં ધી "નેશનલ" પ્રેસમાં

એદલજી ખરસેદજી સીધવાએ છાપ્યું તથા ચેલારામ

એચ. લોડાએ કરાંચીમાં પ્રગટ કર્યું.